# 'કૃષ્ણ એ જ ગતિ'




પ્રકાશક : આંતરરાષ્ટ્રીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદ - ગુજરાત પ્રદેશ



સંપાદક - યોગેશ શાસ્ત્રી

# કૃષ્ણ એજ ગતિ



એકં શાસ્ત્ર દેવકી પુત્રગીતમ્
એકો દેવો દેવકીપુત્ર એવ ।
મંત્રોડપ્યેકસ્તસ્ય નામાનિ યાનિ
કર્માપ્યેકં તસ્ય દેવસ્ય સેવા ॥

• પ્રકાશક •
આંતરરાષ્ટ્રીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદ
- ગુજરાત પ્રદેશ -

• સંપાદક •
યોગેશ શાસ્ત્રી

પ્રકાશક : આં. પુ. વૈષ્ણવ પરિષદ, ગુજરાત પ્રદેશ
શ્રી કૃષ્ણદાસ ચીમનલાલ પરિષદભવન
શામળ બહેચરની પોળ, માંડવી રોડ, વડોદરા.

આવૃત્તિ : પ્રથમ સંસ્કરણ - ૩૦૦૦, ૧૯૯૬

સંપાદક : શ્રી યોગેશભાઈ શાસ્ત્રી,
અમદાવાદ, ફોન-૪૧૦૦૫૯

મુદ્રક : ગુજરાત ઓફસેટ વર્કસ,
ઓફસેટ હાઉસ, વટવા, અમદાવાદ. ફોન-૫૮૩૭૭૮

**પરિષદ સાહિત્ય પ્રાપ્તિસ્થાન**

(૧) શ્રી ઈન્દ્રકાન્ત ત્રિકમલાલ પરીખ
'કૃષ્ણકુંજ' શાહીબાગ, પોલીસ સ્ટેડિયમ સામે,
અમદાવાદ-૩૮૦ ૦૦૪.
ફોન. (ઓ.) ૪૦૯૮૩૭ (ઘર) ૩૮૬૪૫૭

(૨) શ્રી ચીમનભાઈ એમ. શેઠ
૧૬૨-બી, શ્રેણીકપાર્ક, અકોટા સ્ટેડીયમ સામે, અકોટા,
વડોદરા - ૩૯૦ ૦૨૦. ફોન - ૩૩૩૧૦૮

(૩) પ્રા. ગોપાલભાઈ એસ. શાહ
મુખીનો ટેકરો, રેવનદાસની ખડકી પાસે,
મુ.પો. આણંદ-૩૮૮૦૦૧. ફોન-૨૪૮૬૩

(૪) શ્રી હસમુખભાઈ ખખ્ખર
C/o. સંજય ગેસ સર્વીસ, રજની બિલ્ડીંગ શેરી, ભુપેન્દ્ર રોડ, રાજકોટ.
ફોન નં. ઘર.૮૮૮૫૬, ઓ. ૨૭૪૦૮

(૫) આં. પુ. વૈષ્ણવ પરિષદ કાર્યાલય
જી-૨, સીતારામ બિલ્ડીંગ, પલટન રોડ, પોલીસ ચોકી સામે,
મુંબઈ-૪૦૦ ૦૦૧. ફોન - ૨૦૮૩૭૬૪

(૬) શ્રી દિનશા શાહ (કપડવંજ વાળા)
C/o. ચીરાગ એન્ટરપ્રાઈઝ, પ્રથમ માળે, ૩૮, બીબી ઝાન સ્ટ્રીટ,
નાગદેવી, મુંબઈ - ૪૦૦૦૦૩
ફોન નંબર - ૩૪૩૦૭૬૧, ૩૪૨૮૯૧૯

## બે બોલ

સંગઠન બળ એ અલૌકિક બળ છે પણ કાળની કેટલીક ક્ષણોમાં સંસારમાં વિઘટન થતું રહે છે, ત્યારે જીવોએ સાવધ રહેવું પડે. સ્વમાર્ગે નિષ્ઠ રહેવું અને પ્રભુ સેવા અભિમુખ રહેવું અનિવાર્ય છે તો જ સંગઠન બળ પ્રભુકૃપાએ પ્રબલ બને છે. સંગઠનની ભાવનાને જીવંત રાખવાની દિવ્ય ભાવનાથી કેટલાક મહાનુભાવોના વિશુદ્ધ હૃદયની ભાવના ભગવદિચ્છાના ફળ રૂપે ૧૯૦૬ વૈષ્ણવ પરિષદની સ્થાપના થઈ અને આજે ક્રમશઃ ફુલી ફાલીને એક વટવૃક્ષ બની છે.

ભગવદીય જીવ, જીવનથી અને ભગવદ્ ચરણાનુરાગની પ્રાપ્તિ કરી સત્ કાર્યોમાં સદા નિમિત્ત બનતો જ રહે છે. પરિષદના સંગઠનમંત્રી પ્રોફે.ચીમનભાઈ શેઠના જ્યેષ્ઠ સુપુત્ર ચિ. જતીન ભરયુવાન વયે હરિશરણ થયા. એ વર્ષમાં સદ્ગત આત્માના શ્રેયાર્થે તથા લૌકિકમાંથી અલૌકિક ભગવદ્ ભાવની વૃદ્ધિ માટે શ્રીમદ્ ભાગવત્ જ્ઞાનયજ્ઞનું આયોજન થયું. શ્રી ચીમનભાઈએ વ્યાસપદેથી ભગવદ્ ગુણગાન કરવા પરિષદના ઉપપ્રમુખ તથા ભાગવત પ્રવક્તા શ્રી પ્રદ્યુમ્નભાઈ શાસ્ત્રીજીને આમંત્રણ આપ્યું. શ્રી ચીમનભાઈએ આ જ્ઞાનયજ્ઞ તેમના દીકરા નિમિત્તે રહેશે પરંતુ પરિષદના માધ્યમથી થાય તેવી લાગણી વ્યક્ત કરી તથા આનો ખર્ચ તેમના પરિવારે ઉઠાવવાની જવાબદારી સ્વીકારી. પ્રભુપ્રેરણાએ આ સમયે "પરિષદ ભવન" અંગે વિચાર્યું. પરિષદ ભવન વૈષ્ણવ પરિષદને વડોદરામાં શ્રી અશોકભાઈ પરીખના તરફથી પ્રાપ્ત થયું જેનું તા.૩૦ એપ્રિલ ૯૫ના રોજ ઉદ્ઘાટન સમારોહ યોજાયો જેનાથી આપ સૌ વિદિત છો. પરિષદભવન માટે શ્રીચીમનભાઈ શેઠના સગાસંબંધી તથા વૈષ્ણવોએ ઉદાર હાથે ફાળો આપી સેવા કાર્યમાં સહયોગ આપ્યો.

શ્રી ચીમનભાઈએ જેમ ભાગવત જ્ઞાનયજ્ઞનો પ્રસ્તાવ મૂક્યા તેમ તેમના ધર્મપત્ની અ.સૌ. ચંદ્રિકાબેન શેઠે 'કૃષ્ણાશ્રય' પર પ્રવચન સપ્તાહ યોજવા જણાવ્યું આમાં પણ પરિષદના માધ્યમથી આયોજન કરવા આગ્રહ રાખ્યો. ખર્ચ પોતે ઉઠાવે, પરિશ્રમ પોતે ઉઠાવે અને લાભ પરિષદને થાય તેવું વિચારવાવાળા અને અમલમાં મૂકવા વાળા વૈષ્ણવો કેટલા ? શ્રીકૃષ્ણાશ્રય પર પ્રવચન યોજવા પરિષદના ઉપપ્રમુખ અને ભાગવત્ પ્રવક્તા શ્રીયોગેશભાઈ શાસ્ત્રીજીને આમંત્રણ આપ્યું. પરિષદના માધ્યમથી યોજવાની છે તે જાણી શાસ્ત્રીજીએ પ્રસન્નતા વ્યક્ત કરી. જાન્યુઆરી'૯૩માં

શ્રેણીક પાર્ક પર દરરોજ સાંજના બે કલાક સુધી પ્રવચન યોજવામાં આવ્યા. પૂ. ગો. આચાર્યશ્રીના વચનામૃત પણ યોજવામાં આવ્યા. આમાં પણ વૈષ્ણવ કાર્યકર્તાઓનું સંમેલન યોજવામાં આવ્યું. શ્રીકૃષ્ણાશ્રય પર પ્રવચન બહુ રોચક અને પ્રભાવક હતું. સુંદર ઉદાહરણ આપી, વિષયની વિવિધ રીતે છણાવટ કરી સાદી અને સરળ ભાષામાં સમજાવવાનો પ્રયાસ હતો. પરંતુ જેમણે લાભ લીધો નથી તેમના માટે શું કરવું ? આ વિચારમાંથી પ્રવચનને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું. વૈષ્ણવોએ દાનનો પ્રવાહ વહેતો કર્યો પરિણામે કૃષ્ણાશ્રય પર પુસ્તક 'કૃષ્ણ એજ ગતિ' પડતર કિંમત કરતાં ઓછી કિંમતે વૈષ્ણવોને આપી શકાય.

'જલી જતી છોને જીવન ધૂપસળી મહેંકતી મહેંકતી આ' એ પરહિતકારી ઉક્તિને જીવનમાં ચરિતાર્થ કરનાર શ્રી શેઠ પરિવાર શ્રીમદ્ ભાગવત્ જ્ઞાનયજ્ઞ અને કૃષ્ણાશ્રય જેવા વ્યાપક આયોજન દ્વારા વૈષ્ણવોને ભાગવત્ ધર્મ પ્રબોધવાના શ્રેયનું અધિકારી બન્યું છે. પુષ્ટિ પ્રચાર-પ્રસાર માટે આવા આયોજનો ઉપકારક સાબિત થશે તેવી શ્રદ્ધા છે.

જ્યારે ગુજરાતમાં શ્રી વલ્લભ પંચ શતાબ્દી બાદ વૈષ્ણવ પરિષદનું કાર્ય શ્રી શેઠે સંભાળ્યું ત્યારે ચિ. જતીન એક કાર્યાલય વ્યવસ્થાપક સમો હતો. પરિષદના કાર્યમાં તેના પિતાશ્રીને બનતી બધી જ મદદ કરતો એટલું જ નહિ શાસ્ત્રીજી સાથે પ્રવાસમાં પણ સાથે જતો. આમ પિતાના રંગે પરિષદથી પણ તે રંગાયો હતો તેનો હું સાક્ષી છું.

આમાં જગદ્ગુરુ શ્રીકૃષ્ણ જેમની પાવન સ્મૃતિમાં આ સત્કાર્ય સાકાર થયું. એવો ચિ.જતીનને પ્રભુ સ્વસાન્નિધ્યથી શીતળ છાયા અર્પે અને આ સમગ્ર પરિવારને નિરામય આરોગ્ય પ્રાપ્ત થાઓ એવી શ્રીજી ચરણમાં વિનમ્ર પ્રાર્થના. વાક્ પતિ શ્રી વલ્લભ સદા આવી કૃપા કરતા રહે અને અમારી મતિ, રતિ અને ગતિ એમની નામ-સેવાના કાર્યમાં લાગેલી રહે તે માટે તન-મનની સ્વસ્થતા બનાવી રાખે તેવી પ્રાર્થના કરી વિરમું છું.

વૈષ્ણવ પરિષદ સમસ્ત વૈષ્ણવ સમાજની છે. આપ સર્વના સહકારથી આગળ ધપી રહી છે. તેમાં સદાય સહયોગ આપતા રહેશે તેવી આકાંક્ષા અને પ્રાર્થના.

**પ્રા. ગોપાલ એસ. શાહ (આણંદ)**
આં. પુ. વૈષ્ણવ પરિષદ, ગુજરાત પ્રદેશ વતી.

**• સંપાદક •**

## શ્રી યોગેશભાઈ શાસ્ત્રી

જન્મભૂમિ - કર્મભૂમિ - અમદાવાદ

**: ભાગવત કથાકાર :**

દેશ વિદેશમાં અનેક ભાગવત્ જ્ઞાનયજ્ઞ કરેલ છે.

**: સરનામું :**

૬૦૧, સત્ય ટાવર, ભાગ્યોદય બેંક સામે,
નવા વિકાસ ગૃહ રોડ, પાલડી, અમદાવાદ. ફોન-૪૧૦૦૫૯.

**: યોગદાન :**

**ઉપપ્રમુખ** - આંતરરાષ્ટ્રીય પુષ્ટિ વૈષ્ણવ પરિષદ, ગુજરાત પ્રદેશ,
**અધ્યક્ષ** - રામકૃષ્ણ સાધના ટ્રસ્ટ, ગીતા વિદ્યાલય, જોડીયા.
**અધ્યક્ષ** - શ્રી વલ્લભ ફાઉન્ડેશન ટ્રસ્ટ, વ્રજધામ, વડોદરા.
**મંત્રી** - શ્રી ભાગવત કથાકર મંડળ.
**સંસ્થાપક** - સન્માર્ગ ટ્રસ્ટ.

આ ઉપરાંત અનેક સંસ્થાઓમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પ્રેરક-પ્રોત્સાહન બની સેવા આપી રહ્યા છે.

**પુસ્તક પ્રકાશન**

પુષ્ટિ પ્રચાર સેલ દ્વારા પ્રકાશિત વેણુ મધુર, પુષ્ટિ રસબિન્દુ, કપીલ ગીતા, શ્રી વલ્લભ ગીતા, પુષ્ટિ સ્વાધ્યાય તથા કૃષ્ણ એજ ગતિ પુસ્તકોનું સંપાદન કરેલ છે.

નવકથામૃતમ્, ભાગવતામૃતમ્ તથા ગીતા સુત્રમાલાનું સંપાદન તેઓશ્રીએ કરેલ છે.

આં. પુ. વૈષ્ણવ પરિષદની 'ભક્તવર્ધિની'ના પ્રેરકબળ, 'ભક્તિવર્ધની' વસાવવામાં અનન્ય સહયોગ આપેલ છે. પરિષદના માધ્યમથી ગૌસેવા, માનવસેવા થાય તે માટે ભાગવત્ જ્ઞાનયજ્ઞમાં સહયોગી બન્યા.

**આં. પુ. વૈષ્ણવ પરિષદ - ગુજરાત પ્રદેશ.**



શ્રી કૃષ્ણાશ્રય જ્ઞાનયજ્ઞનું ઉદ્ઘાટન કરતા પૂ.ગો. શ્રી વાગીશકુમારજી મહોદય



પૂ.ગો.શ્રી પ્રથમેશજી મહારાજ સ્મૃતિ ગ્રંથનું વિમોચન કરતા
પૂ.ગો.આચાર્યશ્રી વ્રજેશકુમારજી મહારાજ તથા પૂ.ગો.શ્રી દ્વારકેશલાલજી મહારાજ

આં. પુ. વૈષ્ણવ પરિષદ - ગુજરાત પ્રદેશ
'કૃષ્ણ એ જ ગતિ'ને શુભેચ્છા સહ





શ્રી કૃષ્ણાશ્રય જ્ઞાનયજ્ઞ દરમ્યાન યોજાયેલ વૈષ્ણવ કાર્યકર્તાઓના સંમેલનની એક ઝલક

## સાહિત્ય પ્રકાશન

અમદાવાદ સોમયજ્ઞ ટાણે પાંચ પુસ્તકોનો સેટ (૧) શ્રી વલ્લભાચાર્ય, (૨) શ્રી ગુંસાઈજી (૩) શ્રી ગોકુલનાથજી, (૪) પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો, (૫) પરિષદ પરિચય પુસ્તિકાનું પ્રકાશન, (૬) પુષ્ટિ પ્રસાદ (૭) પરિષદ અહેવાલ, (૮) અષ્ટાક્ષર મહત્ત્વ, (૯) પરિષદ સ્મરણિકા - પ્રગતિ અહેવાલ, (૧૦) શ્રી વલ્લભ સ્મૃતિ અંક (૧૧) આઠ ચિત્રોનો સેટ (૧૨) પરિષદ ડીરેક્ટરી વગેરે પ્રકાશિત કર્યા છે તથા પુષ્ટિ પ્રકાશન માટે પુષ્ટિ પ્રસારના નામે એક સ્વતંત્ર સેલ તેના ફલ સ્વરૂપે (૧) વેણુમર્ધુરઃ (૨) પુષ્ટિરસ બિન્દુ (૩) કપીલ ગીતા (૪) શુદ્ધાદ્વૈત ચિંતન (૫) શ્રી વલ્લભ ગીતા પ્રકાશિત થયા. સર્વ પુસ્તકો અપ્રાપ્ય છે.

હાલ નિત્યદર્શન નિત્યસ્મરણ (૧૦૦ પ્રતના ૪૫૦ રૂ.), નિત્ય દર્શન - સ્મરણ ચિંતન (૧૦૦ પ્રતના ૭૫૦ રૂ.), પુષ્ટિ સ્વાધ્યાય - ૬૫ રૂ. શ્રી પ્રથમેશજી સ્મૃતિ ગ્રંથ - ૧૫૦ રૂ., શ્રી વૈશ્વાનર વલ્લભ - ૨૦ રૂ. પ્રાપ્ય છે.

**શ્રી કૃષ્ણ એજ ગતિ** તથા **ધોળ - પદ કિર્તન સંગ્રહ** પુસ્તક છપાય છે.

ઓડીયો - વીડીયો કેસેટ પણ તૈયાર કરેલ છે. સામયિક 'શ્રી વલ્લભ સુધા' રાજકોટથી અને 'શ્રીવલ્લભ સંદેશ' મુંબઈથી, 'શ્રી વલ્લભ ચિંતન' (હિન્દી) ઈન્દૌરથી પ્રસિદ્ધ થાય છે.

દર વર્ષે ગુજરાત પ્રાંતની શાખાઓમાં શ્રી વલ્લભ વક્તૃત્વ તથા નિબંધ સ્પર્ધાઓ યોજવામાં આવે છે અને શાખાના પ્રથમ આવેલ બાળકોની એક વક્તૃત્વ સ્પર્ધા યોજી તેમને સન્માનવામાં આવે છે. સ્પર્ધાના પ્રોત્સાહન માટે પૂ.ગો. ઈન્દીરા બેટીજી સુ. જ.મ. ફંડ, પૂ. ગો. શ્રી કૃષ્ણાવતી વહુજી મહારાજ ચેરીટેબલ ટ્રસ્ટ તથા શ્રી વલ્લભ વિધધર્મ સંસ્થા તથા સુમનભાઈ શાહનું યોગદાન રહ્યું છે.



પૂ.ગો.શ્રી ૧૦૮ વ્રજેશકુમારજી મહારાજ
કાંકરોલી-વડોદરા.

## 'કૃષ્ણ એજ ગતિ' ગ્રંથના વિમોચક

**આશીર્વાદ**

વડોદરા

તા.૧૪-૯-૯૬

શ્રી જતીનકુમાર શેઠ ખૂબ જ નાની ઉંમરે હરિશરણ થયા, તેમની ચિર સ્મૃતિમાં પરિવારના સ્વજનોની ઈચ્છાનુસાર શ્રી ચીમનભાઈ શેઠ આંતરરાષ્ટ્રિય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદના માધ્યમથી વૈષ્ણવ સૃષ્ટિના લાભાર્થે "કૃષ્ણ એજ ગતિ" ગ્રંથ પ્રકાશિત કરાવી રહ્યા છે, તે જાણી પ્રસન્નતા થાય છે.

શ્રીમદ્ આચાર્ય ચરણોની પરમકૃપાથી સદર ગ્રંથનો લાભ લઈ, સમસ્ત વાચકગણના સ્વયમ્ ના જીવનને ધન્ય બનાવશે એજ મંગલ કામના સહ શુભાશીર્વાદ છે.

ભવદીય,
ગો. વ્રજેશકુમારજી

**સાંપ્રદાયિક પરીક્ષાઓ**

સૂરતની મહાસભા દ્વારા લેવાતી પરીક્ષાઓમાં ભાગ લેતા આવ્યા છીએ અને ભાગ લઈશું. પૂ.ગો.શ્રી વ્રજેશકુમારજી મહારાજશ્રીની આજ્ઞાથી પૂ.ગો. શ્રી વાગીશકુમારજી મહોદય દ્વારા શ્રીવલ્લભ વિદ્યાપીઠના માધ્યમથી પત્રાચાર અભ્યાસક્રમ શરૂ થયો છે. સમસ્ત વૈષ્ણવ સમાજ ઘેર બેઠા પુષ્ટિ માર્ગનો સરળતાથી સારી રીતે અભ્યાસ કરી શકે તે હેતુથી આ જ્ઞાન પ્રવૃત્તિઓનો પ્રારંભ થઈ રહ્યો છે તેમાં પરિષદની શાખાઓ કાર્યરત બની છે.

**શ્રી કૃષ્ણાશ્રય - મહિલા ઉદ્યોગ ભવન**

અમદાવાદ મુકામે મણિનગરમાં "મહિલા ઉદ્યોગભવન"નું હમણાં જ ઉદ્‌ઘાટન થયું. વૈષ્ણવોને પુષ્ટિમાર્ગીય રીતે શુદ્ધ અને સાત્વિક ખાદ્યચીજો પ્રાપ્ત થાય, બહેનોને સ્વાવલંબી બની ભરણપોષણ કરવાની તક સાંપડે તેવા આદર્શ સાથે આ પ્રવૃત્તિ શરૂ થઈ છે. વડોદરામાં પણ "પરિષદ ભવન"માં આ પ્રવૃત્તિ ગતિમાન થશે અને ક્રમશઃ અન્ય સ્થળોએ પણ આ યોજના વિસ્તારવામાં આવશે.

**યોગ દ્વારા સ્વસ્થ ભગવદીય જીવન**

વડોદરા ખાતે "પરિષદ ભવન"માં "યોગ દ્વારા સ્વસ્થ ભગવદીય જીવન"નો આદર્શ મૂર્તિમંત કરવા ટૂંકમાં જ "એક્યુપ્રેશર ચિકિત્સા કેન્દ્ર" શરૂ કરવામાં આવનાર છે. યોગાચાર્ય શ્રી દુષ્યંતભાઈ મોદી આ કેન્દ્રમાં માર્ગદર્શક તરીકે સેવાઓ આપશે. અન્ય નિષ્ણાત તબીબો/વિષય તજજ્ઞોની પણ અવારનવાર સેવા પ્રાપ્ત થશે.

**શ્રીમદ્ વલ્લભાચાર્ય ઋષિકુળ - રાજકોટ**

રાજકોટથી નજીક રતનપરા ગામે શ્રીમદ્ વલ્લભાચાર્ય ઋષિકુળના નિર્માણનું કાર્ય થઈ રહ્યું છે. હાલ એપ્રોચ રોડ, ૧૫ કિ.વો. વીજળીનું પાવર સ્ટેશન, ૪૫૦ ફૂટ ઊંડાઈનું બોરીંગ કરી સબમર્શીબલ મૂકી જલ વ્યવસ્થા, કંપાઉન્ડ વોલ, ૪૮૦૦ ચો. ફૂટનો સંકિર્તન ભવનનું બાંધકામ પૂર્ણ થયું છે. સ્કૂલભવન, વિદ્યાર્થી ભવન, સ્ટાફ ક્વાર્ટસના નિર્માણનું કાર્ય ચાલુ છે.



ગોસ્વામી શ્રી વાગીશકુમારજી
કાંકરોલી

શ્રી ચીમનભાઈ શેઠ, આશીર્વાદ

'કૃષ્ણ એજ ગતિ' આપના તરફથી મોકલાવેલી શ્રી યોગેશભાઈ શાસ્ત્રીજીના "કૃષ્ણાશ્રય" કથાની કેસેટ તથા લિખિત પુસ્તકની પ્રત જોઈ વાંચીને ખુબ જ આનંદ થયો. આજે જગદ્‌ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના દિવ્ય સિદ્ધાંતોને સમજાવનાર વ્યક્તિ અને પોતાની કથામાં શ્રીમદ્ વલ્લભના સિદ્ધાંતોને આવરી લેનાર વ્યક્તિ સમાજમાંથી દુર થતા જાય છે. આવા સમયમાં અને જ્યારે સમાજને ખરેખર ધર્મની, ભક્તિની અને પ્રભુના સ્મરણની આવશ્યક્તા છે ત્યારે સમાજ સામે આવા સુન્દર ગ્રન્થને મુકવાનું કામ આપની પરિવાર દ્વારા કરવામાં આવી રહ્યું છે એ એક ગૌરવની વાત છે. આ કથાનું મુખ્ય પ્રયોજન જતીનભાઈ શેઠની સ્મૃતિનું હતું આજે જેને શ્રીકૃષ્ણનો આશ્રય થઈ જાય પછી એ જીવને સંસારમાં આજે જેને કૃષ્ણનો આશ્રય થઈ જાય પછી એ જીવને સંસારમાં મોહ ન રહે એ સ્વાભાવિક છે. જતીનભાઈને કૃષ્ણાશ્રયનું શ્રવણ કરાવ્યું અને પ્રભુના રસનું પાન કરી જતીનભાઈ પ્રભુના સ્મરણમાં તીરચીત રૂપથી લીન થયા હશે જ.

આવા કાર્યોમાં સુન્દરતમ્ પ્રયાસ કરીને આપે આ પ્રભુનું સ્મરણ કર્યું છે માટે આશીર્વાદ.

ગો. વાગીશકુમારજી
(કાંકરોલી)

**પુસ્તકાલય - વાંચનાલય**

વડોદરાના શ્રીકૃષ્ણદાસ ચીમનલાલ પરીખ "પરિષદ ભવન"માં એક પુસ્તકાલય વાંચનાલયની યોજના છે. તે દિશામાં કાર્યવાહી શરૂ થઈ ગઈ છે. સાંપ્રદાયિક સામયિકો મંગાવવામાં આવે છે. પુસ્તકો વસાવવાના શરૂ કરેલ છે. પ્રત્યેક વૈષ્ણવ ઘરમાં સ્વમાર્ગીય સાહિત્ય વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ છે. સંભવ છે કે આપને ત્યાં એ પુસ્તકો અનાવશ્યક જગ્યા રોકતા હશે પરંતુ પરિષદ ભવન પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય માટે મૂલ્યવાન વારસો છે. આપને ત્યાં સુષુપ્ત પડી રહેલ અમૂલ્ય પુસ્તકોની અમને અત્યંત જરૂર છે આપ તે આપવા ઈચ્છતા હોય તો પરિષદને જાણ કરો.

**આવો, ચાલો, આપણે સૌ નિષ્કામ ભાવથી, નિષ્ઠાપૂર્વક શ્રદ્ધા રાખીને, દ્રઢ મનોબળથી, પ્રમાણિકતાથી શિસ્તમાં રહીને પરિષદના કાર્યમાં સહભાગી બનીએ.**

**ઊઠો ! જાગો ! કટિબદ્ધ બનો ! સંગઠિત બનો ! આં.પુ. વૈષ્ણવ પરિષદના સત્સંગ- સ્વાધ્યાય - સંગઠનના કાર્યમાં સહભાગી બનો.**

**સંપર્ક સ્થાન**

અમદાવાદ — શ્રી ઈન્દ્રકાન્ત ત્રિકમલાલ (પ્રમુખ)
નોબલ્સ એ ત્રીજા માળે, નહેરૂબ્રીજ સામે, અમદાવાદ.
ફોન - ઘર. ૩૮૬૪૫૦, ઓફિસ ૪૦૬૭૯૨

વડોદરા — શ્રી ચીમનભાઈ માણેકલાલ શેઠ (સંગઠન મંત્રી)
૧૬૨-બી, શ્રીજી કૃપા, શ્રેણીક પાર્ક, અકોટા સ્ટેડીય સામે,
વડોદરા. ફોન (ઘર) ૩૩૩૧૦૮

રાજકોટ — શ્રી હસમુખભાઈ ખખ્ખર (પ્રચારમંત્રી)
C/O. સંજય ગેસ સર્વીસ, રજની બિલ્ડીંગ શેરી, ભૂપેન્દ્ર રોડ,
રાજકોટ. ફોન ઘર-૮૮૮૫૬, ઓ-૨૭૪૦૮

આણંદ — શ્રી ગોપાલભાઈ એસ. શાહ (કોષાધ્યક્ષ)
મુખીનો ટેકરો, રેવનદાસની ખડકી પાસે,
આણંદ ૩૮૮ ૦૦૧ જિ. ખેડા ફોન - ૨૪૮૬૩

નોંધ - ચેક / ડ્રાફ્ટ 'આં. પુ. વૈષ્ણવ પરિષદ'ના નામનો વડોદરા/અમદાવાદ લખવો.

|| શ્રી હરિઃ ||



ગોસ્વામી શ્રી દ્વારકેશલાલજી મહારાજ
ષષ્ઠપીઠ
શ્રી કલ્યાણરાયજી મંદિર,
શેઠ શેરી, બાજવાડા,
વડોદરા-૩૯૦ ૦૦૧. (ગુજરાત)

પ્રતિ શ્રી ચીમનભાઈ શેઠ, (આં.પુ.વૈ.પ.સંગઠન મંત્રી)

આં. પુ. વૈ. પ.ના ઉપક્રમે "કૃષ્ણ એજ ગતિ"ગ્રંથનું વિવેચનાત્મક પુસ્તક પ્રકાશિત થઈ રહ્યું છે, તે સમાચાર જાણી અત્યંત હર્ષાનુભૂતિ થઈ. સ્વ. શ્રી જતિનના સ્મરણાર્થે તમારા નિવાસસ્થાને શ્રી યોગેશભાઈ શાસ્ત્રીજી દ્વારા "કૃષ્ણ એજ ગતિ" જેવા સુંદર ગ્રંથ પર પ્રવચનની શ્રૃંખલા રૂપે આયોજન કરવામાં આવ્યું હતું. અને એજ વિષય પુસ્તકરૂપે પ્રકાશિત કરવાનું જે સ્તુત્ય પ્રયાસ કર્યો છે. તે ખરેખર પ્રશંસનીય છે.

શ્રી યોગેશભાઈ સ્વયં શ્રીમદ્ ભાગવત અને સાંપ્રદાયિક વિષય સંબંધી ગ્રંથોના ખૂબ વૈદુશ્યપૂર્ણ વક્તા અને ચિંતક છે. એમનું સાંપ્રદાયિક ક્ષેત્રે અતિ વિસ્તૃત યોગદાન છે.

આ કરાલ કલીકાલમાં કલીકલ્મશાને ધોવા "કૃષ્ણાશ્રય" જેવા ગ્રંથ ઉપર વધુમાં વધુ બોલાય અને લખાય એ અતિ આવશ્યક છે. મનુષ્ય પોતાના જીવનની તમામ ગતિવિધિઓને નિભાવે છે. ક્યારેક પુરુષાર્થ સમજી,તો ક્યારેક સ્વકર્તવ્ય સમજી, ક્યારેક પોતાનું ઉત્તરદાયિત્વ સમજી, તો ક્યારેક પોતાનું પ્રારબ્ધ સમજી પણ અંતતોગત્વા આ સર્વ કાંઈ કર્તા, જ્યાં સુધી કૃષ્ણના ચરણાર્વિંદ માટેનું શરણ અને એ શરણનું આશ્રય એના જીવનનું લક્ષ્ય બનતું નથી, ત્યાં સુધી પ્રત્યેક કાર્યદક્ષતા હોવા છતાં એક શૂન્યતા અને અતિરિક્તતાનું દર્શન અનુભવાય છે.

વર્તમાન સમયમાં પ્રવચન, પ્રચાર, પ્રકાશન, પત્રાચાર, પત્રિકા વિતરણ આ સર્વ કાંઈ પ્રકારો સાથે આગવા કાર્યોમાં પ્રતિક્ષણ શ્રીકૃષ્ણનું જ આશ્રય આપલાવિત રહે તેવા હેતુથી આ ગ્રંથ પ્રકાશિત થઈ રહ્યો છે. જે અતિ ગૌરવાસ્પદ વિષય છે. પરિષદના આ નવલ પ્રકાશનને મારા શત્ શત્ અભિનંદન અને અંતરના સર્વ શુભાશિષ...

ભવદીય ગો. દ્વારકેશલાલજી

"શ્રદ્ધા સુમન"



**સ્વ. જતીનકુમાર ચીમનલાલ શેઠ**

વડોદરા.

જન્મ તા.૨૮-૧૦-૬૦ ગો. ૨૬-૧-૯૩

સૂર્યને અસ્ત થવું નિત્યક્રમ છે,
પરંતુ મધ્યાહ્ને સૂર્યાસ્ત થવો ભારે દુઃખદાયી છે
આપની આકસ્મિક વિદાય હૃદય સ્વીકારતું નથી.
"રડી પડે છે આંખો અમારી, જોઈ તસ્વીર તારી,
મન હજી માનવા તૈયાર નથી, ઉપસ્થિતિ રહી નથી તારી,
પ્રભુ તારા આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના અમારી."

| | |
|---|---|
| અ.સૌ.જશોદાબેન ઓચ્છવલાલ પટેલ | શ્રી ઓચ્છવલાલ માણેકલાલ શેઠ |
| ગં.સ્વ.સરસ્વતીબેન નટવરલાલ પરીખ | શ્રી ચીમનલાલ માણેકલાલ શેઠ |
| શ્રી કંચનલાલ અમૃતલાલ પટેલ | અ.સૌ.ચંદ્રિકાબેન ચીમનલાલ શેઠ |
| શ્રી નવીનચંદ્ર અમૃતલાલ પટેલ | શ્રીમતી સુચેતાબેન રજનીકાન્ત શાહ |
| અ.સૌ.ગીતાબેન નવીનચંદ્ર પટેલ | ડૉ. રજનીકાન્ત શાન્તીલાલ શાહ |
| શ્રી પ્રમોદચંદ્ર જંયતીલાલ નાણાવટી | શ્રી વિપ્લવકુમાર ચીમનલાલ શેઠ |
| અ.સૌ.સુરેખાબેન પ્રમોદચંદ્ર નાણાંવટી | અ.સૌ.કૃતિબેન વિપ્લવકુમાર શેઠ |
| શ્રી જીતેન્દ્રકુમાર ઓચ્છવલાલ શેઠ | શ્રી અજયકુમાર ચીમનલાલ શેઠ |
| અ.સૌ.સુરેખાબેન જીતેન્દ્રકુમાર શેઠ | અ.સૌ. હીનાબેન અજયકુમાર શેઠ |
| શ્રી કલ્પેશકુમાર ઓચ્છવલાલ શેઠ | અ.સૌ.કલ્પનાબેન કલ્પેશકુમાર શેઠ |

ચિંતન - સુચિર - દૈવિક - નીલ

## ધર્મ જાગરણ ગીત !

જાગો ! જાગો ! પુષ્ટિ પથિક હે !
જાગો ! હે ફિર વૈષ્ણવતા
ઊઠો ! ઊઠો ! જયઘોષ કરો
મુખરિત હોગી માનવતા
ક્યોં પ્રમાદ જીવનમેં આયા
યહ કલ્મષ ક્યોં મન પર છાયા
અબ પાવન પ્રેમ શિખાદો તુમ
ભાગ જાય જગસે દાનવતા
આ હુ તિ કી વેલા અબ આઈ
અ લ સા યે ક્યોં વૈષ્ણવ ભાઈ
મનુજો ! બલિ દો ! નિજવલ્લભ પર
લા ઓ ફિર સે શુદ્ધ એકતા.

—પૂ.ગો. શ્રી પ્રથમેશજી મહારાજ

## ધ્વજ ગીત

જય જય મંગલકારક, જય હે ધર્મ પતાકા;
જય જય વૈષ્ણવ નાયક, જય હે પાવન ગાથા.
આકાશપેં હમ ફહરાયેંગે, નીચે ન કભી ઝુકને દેંગે;
હો અમર શાન ઈસકી જગમેં, ઈસકે હેતુ મિટ જાયેંગે.
જય જય વૈષ્ણવ નાયક, જય હે પાવન ગાથા.
શ્રી મહાપ્રભુ ઔર પુષ્ટિ માર્ગ કે, ધ્યેયકા વિશ્વ રચાયેંગે.
જિસમેં ગૂંજે જયધર્મ હમારા, ઐસા કર દિખલાયેંગે
જય જય જન હિતકારક, જય હે ભારત ધર્મ પતાકા.
જય હે ! જય હે ! જય હે !

## નિષ્ઠા

પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ રાખીએ તો નિષ્ઠા બંધાય. સર્વ કાર્યો કરતાં એની જ યાદ રહે. એને જ મોખરે રાખીને બધા વ્યવહાર થાય. હરતાં ફરતાં, ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, આરામ લેતાં કે કામમાં જોડાતાં એક માત્ર પ્રભુ જ આપણી પાસે સદૈવ સર્વત્ર છે એવો ભાવ જાગ્રત રહે ત્યારે નિષ્ઠા પાકી થઈ એમ કહેવાય. ભગવન્નિષ્ઠ મનુષ્ય કદી હૈયાવરાળ કરતો નથી, કદી શોકમગ્ન બનતો નથી, કદી વ્યગ્ર બનતો નથી, કદી ક્રોધ કરતો નથી, કદી 'મારૂં શું થશે' એવી અવિશ્વાસની લાગણી અનુભવતો નથી. એ હંમેશાં પ્રસન્ન રહે છે, નિર્ભય રહે છે. લૌકિક કે વૈદિકમાં એનું કશું બગડતું નથી. એનો સંગ દરેક જણ ઈચ્છે છે, કારણ કે એ ભગવન્નિષ્ઠ હોવાથી ભગવાનનું જ ચિંતન કરે છે.

॥ श्री कृष्णाय नमः ॥

## कृष्णाश्रयस्तोत्रम् ।

सर्वमार्गेषु नष्टेषु कलौ च कळधर्मिणि ।
पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥१॥
म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥२॥
गङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥३॥
अहङ्कारविमूढेषु सत्सु पापानुवर्तिषु ।
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥
अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु ।
तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥५॥
नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ।
पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥६॥
अजामिलादिदोषाणां नाशकोऽनुभवे स्थितः।
ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥७॥
प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।
पूर्णानन्दो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥८॥
विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः ।
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥
सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ।
शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥१०॥
कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत् कृष्णसन्निधौ ।
तस्याश्रयो भवेत् कृष्ण इति श्रीवल्लभोऽब्रवीत् ॥११॥

इति श्रीमद् वल्लभाचार्यचरण प्रादुर्भावितं कृष्णाश्रयस्तोत्र संपूर्णम् ।

------------

१. खरधर्मिणि इतिपाठः २. कृष्ण इतिपाठः ।

## શ્રીમદ્ ભગવદ્ ગીતાના સાર રૂપે સૂત્રો

જે થયું તે સારું થયું, જે થઈ રહ્યું છે, તે સારું જ થાય છે અને થવાનું છે, તે સારું જ થવાનું છે. તમે ભૂતકાળ ઉપર દુઃખી ન થાવ, પશ્ચાતાપ ન કરો, ભવિષ્યની ચિંતા ન કરો, વર્તમાનમાં કર્તવ્યપરાયણ રહ્યા કરો.

તમારું શું ગયું છે, કે તમે રડો છો ? તમે શું લઈને આવ્યા હતા, જે તમે ખોઈ નાંખ્યું ? તમે શું પેદા કર્યુ હતું, જેનો નાશ થયો ? તમે કશું લઈને આવ્યા ન હતા, જે કાંઈ લીધું તે અહીંથી લીધું, જે કાંઈ આપ્યું તે અહીંથી આપ્યું. જે કાંઈ લીધું તે ભગવાન પાસેથી લીધું, જે કાંઈ આપ્યું તે તેણે જ આપ્યું . ખાલી હાથ આવ્યા ને ખાલી હાથ જવાના, જે આજે તમારું છે તે કાલે બીજા કોઈનું થશે, ત્યારબાદ ત્રીજા કોઈનું થશે. જે તમે પોતાનું સમજી તેમાં મગ્ન થઈ રહ્યા છો, આજ બાબત તમારા દુઃખનું કારણ છે.

પરિવર્તન સંસારનો નિયમ છે, જેને તમે મૃત્યુ સમજો છો, એ તો જીવન છે, એક જ ક્ષણમાં તમે કરોડોના માલિક બની જાવ છો, અને બીજી ક્ષણે દરિદ્ર બની જાવ છો, મારૂં-તમારૂં, નાના-મોટાં, પોતાનું-પારકું આ મનના ભેદ દૂર કરો. આ બધું વિચારથી હટાવી દો, ત્યાર પછી, બધું જ તમારૂં છે, અને તમે બધાના છો.

**શ્રી હરિલાલ હરિવલ્લભદાસ ટ્રસ્ટ**
**અમદાવાદના સૌજન્યથી**
**હ. ઈન્દ્રકાન્તભાઈ ત્રીકમલાલ પરીખ**

## આમુખ

ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ સતત થતું રહે અને એ દ્વારા આવતીકાલની વૈષ્ણવ પેઢી અહર્નિશ પ્રેરણાના પાન કરતી રહે એવા ઉમદા ખ્યાલ સાથે, આ 'શ્રી કૃષ્ણ એજ ગતિ' પુસ્તક આપ સૌ વૈષ્ણવો સમક્ષ મૂકતાં અત્યંત હર્ષોલ્લાસની લાગણી અને અનુભવીએ છીએ.

શ્રી કૃષ્ણાશ્રયની સરળ અને સાદી ભાષામાં સમજ ઉપરાંત પુષ્ટિમાર્ગના પ્રાણ શ્રીમદ્ વલ્લભાચાર્યજી, શ્રી યમુનાજી, શ્રીનાથજી તથા શ્રીકૃષ્ણના ચિત્રજી તેમજ પરિષદની ગતિવિધ વિશે ટૂંકમાં માહિતી આ પુસ્તકમાં આલેખાઈ છે.

આં.પુ.વૈષ્ણવ પરિષદ છેલ્લા નવ દાયકાથી એકધારી વૈષ્ણવ સમાજની ઉન્નતિ કરવા પ્રયત્નો કરવા, પુષ્ટિમાર્ગ દ્વારા ભારતીય ધર્મ, દર્શન, સભ્યતા, સંસ્કૃતિ તથા પરંપરાઓનું સરંક્ષણ, સંવર્ધન કરવા તથા માનવ કલ્યાણકારી કાર્યો કરવા અને આ ઉદ્દેશો પાર પાડવા પાઠશાળાઓ, પુસ્તકાલયો, સ્વાધ્યાય - સત્સંગની પ્રવૃત્તિઓ યોજે છે. ભારતની જુદી જુદી ભાષાઓમાં સાહિત્ય, માસિકનું પ્રકાશન કરે છે. ઉત્તરોત્તર અનેક ગોસ્વામી બાળકોના સહયોગ તથા આશીર્વચનથી પુષ્ટિમાર્ગના સિધ્ધાંતોના પ્રચાર-પ્રસાર સાથે માનવ કલ્યાણ કાર્યો જેવા કે દુષ્કાળમાં ઘાસ, અનાજ વિતરણ, વનવાસી લોકોને અક્ષર જ્ઞાન, ધરતીકંપ, અતિવૃષ્ટિ. કોમી રમખાણો વગેરે સમયે સહાયભૂત થઈએ. વૈષ્ણવો સામેના પડકારોને સંગઠીત થઈ પડકાર્યા છે. આ વૈષ્ણવોનું સંગઠન છે. એમાં આપ વૈષ્ણવ તરીકે સભ્ય બની પ્રવૃત્તિમાં ભાગ લેવા અમારું આપને આમંત્રણ છે.

આ પુસ્તકના વ્યાખ્યાન સિવાયની સંગઠનાત્મક માહિતી વ્યવસ્થિત રૂપમાં લખીને પ્રેસમાં આપવાનું તથા પ્રુફ રીડીંગનું અતિ કઠિન કાર્ય પરિષદના કોષાધ્યક્ષ પ્રોફે. ગોપાલભાઈ એસ. શાહે (આણંદ) ઉપાડી લીધું. તે બદલ આભાર તથા શ્રી ચીમનભાઈ શેઠ અને તેમના પરિવારે આ પ્રકારે પરિષદ તરફ ઉદારતા બતાવી તે માટે તેમનો આભાર માનીએ છીએ.

પરિષદનું સાહિત્ય છાપનાર અમદાવાદ ગુજરાત ઓફસેટ પ્રેસના માલિક ઉત્સાહી અને સેવાપરાયણ શ્રી યોગેશભાઈ પરીખ તથા ડૉ.મુકેશભાઈ તલાટીનો આ પુસ્તક સુચારુ રીતે છાપીને સમયસર આપ્યું તે બદલ તેમના આભારી છીએ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા આર્થિક સહાયકોનું પ્રેરક બળ પણ એટલું જ જરૂરી હતું. આ પુસ્તક પ્રકાશનમાં જે વૈષ્ણવભાઈ-બહેનોએ અમને દ્રવ્ય સહાય કરી, પુસ્તક વૈષ્ણવો સુધી પહોંચાડવામાં સરળતા કરી આપી છે, તેમના પણ અમે કૃતજ્ઞ છીએ.

કાંકરોલી મુકામે શ્રીમદ્ ભાગવત કથાકારોના સંમેલન સમયે આ પુસ્તકનું વિમોચન પૂ. ગો. શ્રી વ્રજેશકુમારજી મહારાજશ્રીના વરદ્ હસ્તે થઈ રહ્યું છે. પરિષદ આનંદ, પ્રસન્નતા, અને ગૌરવની લાગણી અનુભવે છે.

પૂ.યોગેશભાઈ શાસ્ત્રીજીના આ જ્ઞાનયજ્ઞથી પુસ્તકનો લાભ મળ્યો છે. તેમનો આભાર માનવો કેમ ભૂલાય ?

પૂ. ગો. આચાર્યશ્રીના આશિર્વાદ આ પુસ્તક માટે મળ્યા છે તે બદલ આનંદની લાગણી વ્યક્ત કરીએ છીએ.

પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સહયોગ આપનાર સૌનો આભાર.

| | |
|---|---|
| વી.પી પરીખ | ઈન્દ્રકાન્ત ત્રિકમલાલ |
| મંત્રી | પ્રમુખ |

આં.પુ . વૈષ્ણવ પરિષદ
ગુજરાત પ્રદેશ

# કૃષ્ણ એજ ગતિ



'જૈસે ઊડી જહાજ કો પંછી, ફિરિ જહાજ પર આવૈ' મધદરિયે જહાજ પરથી ઊડીને, ઊડી શકાય એટલું ઊડીને પણ પક્ષી પાછું જહાજ પર જ ઉતરી આવે છે, અન્ય કોઈ વિકલ્પ જ નથી.

એ જ પ્રમાણે જીવને ય કોઈ વિકલ્પ નથી. અહંકારના આકાશમાં બુદ્ધિની પાંખો વીંઝીને એ ગમે તેટલાં મોટાં વર્તુળ બનાવે, ચક્કરો માર્યા કરે પરંતુ આખરે એની પાંખો થાકે છે. 'દ્વા સપુર્ણા સયુજા સખાયા..' આ જીવપંખી આખરે નીચે ઉતરી આવે છે અને એના એક માત્ર આશ્રય એવા પરમાત્માનું અવલંબન લઈને વિશ્રામ પામે છે.

આકાશ અને જલ એના આશ્રય નથી. એ જહાજનું પંખી 'લીલાનો જીવ' છે, એ 'દૈવી જીવ' છે એને માટે તો ભગવાન જ સાધન અને સાધ્ય છે. ભગવદ્ આશ્રય એની પસંદગી નથી પણ એની અનિવાર્યતા છે. એને બીજો વિકલ્પ જ નથી. ઊડી ઊડીને, પરિભ્રમણ કરી કરીને જો એ આજે થાક્યો નથી તો કાલે થાકશે. કાલે થાક્યો નથી તો પરમ દિવસે થાકશે. આખરે તો એને 'શરણસ્થ' થવું જ રહ્યું. માટે સ્તો શ્રીમહાપ્રભુજી એને માટે '**કૃષ્ણ એજ ગતિ**' કહે છે. ભક્તિમાર્ગમાં શરણસાધન, શરણભાવ અનિવાર્ય છે. આજે આપણ સૌને માટે શરણ માર્ગ જ અનુકૂળ છે અને શરણમાં જો અનન્યતા નથી તો એ શરણ જ નથી, એવો ભાવ શ્રીમદ્ વલ્લભાચાર્યજી રચિત આ શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્રમાં ફલિત થાય છે.

આં.પુ.વૈ. પરિષદના સંગઠન મંત્રી શ્રી ચીમનભાઈ શેઠના પુત્ર ચિ.સ્વ. જતીનને ભાવાંજલિ આપવા માટે વડોદરામાં શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્ર પર પ્રવચન સત્રનું આયોજન થયું હતું. તે સમયે આ સ્તોત્ર પર રચાયેલી સુંદર ટીકાઓના અનુસંધાન માટે ઘણી ઈચ્છા થતી પરંતુ સમયની મર્યાદાના કારણે એ સંભવ ન થઈ શક્યું. પૂ.ગો.આચાર્યચરણોની પણ આજ્ઞા થઈ કે આ અંગે પુસ્તક તૈયાર કરવું.

થોડા સમયમાં આ મધુર, મનનીય અને મહાન સ્તોત્રનો મર્મ સમજી શકાય, માણી શકાય એ જ આશય લઈને આ રચના થઈ છે. આશા છે કે ભાવસભર, જિજ્ઞાસુ વૈષ્ણવ સમાજને આ 'કૃષ્ણ એજ ગતિ' ઉપયોગી નીવડશે. આ કાર્યમાં જેમનો જેમનો સહયોગ પ્રાપ્ત થયો છે તે સૌનો આભાર.

| | |
|---|---|
| તા.૮-૧૦-૯૬ | યોગેશ શાસ્ત્રી |
| ૬૦૧, સત્યમ્ ટાવર, | ના |
| ધૂમકેતુ માર્ગ, પાલડી, | જય શ્રી કૃષ્ણ |
| અમદાવાદ-૭. | |

## અનુક્રમણિકા



## શ્રી કૃષ્ણાશ્રય ગ્રંથ

જગદ્ ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્યજી એ ભગવદાજ્ઞા અનુસાર દૈવી જીવોના ઉદ્ધાર માટે ભૂતળ પર અવતરીને આ સૃષ્ટિ પર મહદ્ અનુગ્રહ કરેલ છે.

ભગવાનને પ્રિય એવી, ભગવદીય, વૈષ્ણવી ભાગવતી જીવનશૈલીનો ઉપદેશ શ્રીમહાપ્રભુજીએ પોતાના જીવન દ્વારા પણ કર્યો અને સાહિત્ય દ્વારા પણ કર્યો મુખ્યત્વે, કોઈક ભગવદીય, દૈવી જીવને નિમિત્ત બનાવીને એમણે કેટલીક સુંદર કૃતિઓ સર્જી છે. એમાંની એક છે '**કૃષ્ણાશ્રય**'.

કલિયુગનો પ્રભાવ ઉત્તરોત્તર વધી રહ્યો છે અને તે કારણે દુર્બલ જીવો જ્ઞાન, યોગ, કર્મ જેવા સાધનો કરવા માટે અસમર્થ બનશે એ પણ એમના ધ્યાનમાં હતું.

જીવની સ્થિતિથી આરંભાતા કર્મ, જ્ઞાન જેવા માર્ગો કદાચ દુર્ગમ કે લુપ્ત જ થઈ જાય ત્યારે પણ એક માર્ગ ભગવાનથી આરંભાતો અને સાવ નિઃસાધન જીવ સુધી પહોંચતો એક માર્ગ અવશિષ્ટ રહે જ છે, રહેશે જ અને તે માર્ગ છે કૃપા માર્ગ.

આ કૃપામાર્ગના લક્ષણોને સમજાવતું તથા જીવની દશાનું પ્રભુને નિવેદન કરીને એમને કરૂણાર્દ્ર થવા વિવશ કરતું આ 'કૃષ્ણાશ્રય' સ્તોત્ર છે. આ કારણે તો આનો પાઠ કૃષ્ણસન્નિધિમાં કરાય છે.

લાહોરમાં વસતા 'બુલામિશ્ર' કૃષ્ણાશ્રયના પ્રાક્ટયમાં નિમિત્ત બન્યા. બ્રાહ્મણ પરિવારમાં એમનો જન્મ થયો. માતાપિતા એ ભણાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ વિદ્યા ન મળી. ભણવા માટે કાશી આવ્યા છતાંય વિદ્યા ન આવી એટલે ગંગાતટે અન્નજળનો ત્યાગ કરીને સરસ્વતીની ઉપાસના કરી. સરસ્વતીએ દર્શન તો આપ્યા પણ વિદ્યા ન આપી કહ્યું કે, "ભગવાનની આજ્ઞા હોય તો જ હું વિદ્યા આપી શકું. મારી શક્તિનીય મર્યાદા છે." બુલ મિશ્રને ગંગાજીમાંથી જ ભગવદાજ્ઞાથી કે, "તું શ્રીમહાપ્રભુજીને શરણે જા. એમની કૃપાથી તને વિદ્યા અવશ્ય મળશે."

બુલા મિશ્ર હવે અડેલ આવ્યા અને શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદનો આશ્રય કર્યો. હવે તો એ ધન્ય થઈ ગયા. એમના હૃદયમાં માત્ર વિદ્યાનો જ મનોરથ ન રહ્યો પણ સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુના સ્વરૂપાનંદની અભિલાષા જાગી. શ્રીમહાપ્રભુજીએ બુલા મિશ્રને નામ નિવેદન કરાવીને શરણે લીધા. તેમના માટે આ 'કૃષ્ણાશ્રય'ગ્રંથ રચીને તેમને ભણાવ્યો. તે આનો નિત્યપાઠ કરવા લાગ્યા અને તેમને સર્વ વેદશાસ્ત્રોપુરાણોનું જ્ઞાન પ્રાપ્ત પણ થઈ ગયું અને ભગવાનની માનસી સેવા પણ સિદ્ધ થઈ ગઈ.

આચાર્ય શ્રીમહાપ્રભુજીએ સંવત ૧૫૭૦માં વર્ષે અડેલમાં આ સ્તોત્રની રચના કરી એમ મનાય છે.

આ સ્તોત્ર પર છ ટીકાઓ ઉપલબ્ધ છે જેના સંદર્ભ આ પ્રમાણે છે.

(૧) પૂ.ગો.શ્રી રઘુનાથજીની 'વિવરણ'નામની ટીકા. (વિ.ર.)

(૨) પૂ.ગો.શ્રી કલ્યાણરાયજીની 'પ્રકાશ' ટીકા. (પ્ર.ક.)

(૩) પૂ.શ્રી ગોવિંદભટ્ટજીનું પ્રકાશ પર 'ટિપ્પણ' (ટિ.ગો.)

(૪) પૂ.ગો.શ્રી દ્વારિકેશજીની 'નિવૃત્તિ' ટીકા. (વિ.દ્વા.)

(૫) પૂ.ગો.શ્રી વ્રજરાયજીની 'વિવરણ'ટીકા. (વિ.વ્ર.)

(૬) કોઈ અજ્ઞાત મહાનુભાવની 'વિવરણ' ટીકા. (વિ.અ.)

આગળ જતાં, આ ટીકાઓના સંદર્ભને આપણે કૌંસમાં બતાવ્યા પ્રમાણે સંકેતાક્ષરોથી સમજીશું.



# ૧. કૃષ્ણ તત્વ

શ્રીકૃષ્ણ પરમ તત્વ છે. પરબ્રહ્મ છે. પરમ ઐશ્વર્ય વાત છે.

**વદન્તિ યત્તત્વવિદસ્તત્વં યજ્ઞાનમદ્દયમ્ ।**
**બ્રહ્મેતિ પરમાત્મેતિ ભગવાનિતિ શબ્દ્યતે ॥**

તત્વવેત્તા મુનિજનોએ જ્ઞાનના અદ્વિતીય પરમતત્વને બ્રહ્મ, પરમાત્મા અથવા ભગવાન તરીકે ઓળખાવ્યું છે. અને શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન્ છે.

સર્વ દેવતાઓ એ સનાતન બ્રહ્મની ઉપાસના કરે છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ વિ. એમના જ પ્રકાશથી પ્રકાશિત થાય છે. યોગીજનો એમનો જ સમાધિમાં સાક્ષાત્કાર કરે છે.

મહાભારતમાં સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે,

**કાલસ્ય ચ મૃત્યોશ્ચ જંગમસ્થાવરસ્ય ચ ।**
**ઈશતે ભગવાનેકઃ સત્યમેતદ્ બ્રવીમિ તે ॥**

હું આપને સત્ય જ કહું છું કે, એક માત્ર ભગવાન કૃષ્ણ જ કાળના મૃત્યુના તથા ચરાચર જગતના સ્વામી અને ઈશ્વર છે.

ભગવાન શ્રી કૃષ્ણ પરમ સમર્થ, વીર્યવાન છે.

**કોટિ જન્માર્જિતે પાપે કૃષિ કલેશે ચ વર્તતે ।**
**ભક્તાનાં ણશ્ચ નિર્વાણે તેન કૃષ્ણઃ પ્રકીર્તિતઃ ॥**
(બ્ર.વૈ.)

ભક્તના કોટિ જન્મથી અર્જિત કરેલા પાપ અને કલેશનો વિનાશ કરે છે માટે એમને કૃષ્ણ કહે છે.

કાલ કરતાં વધુ વીર્યવાન કોઈ નથી. ભગવાન શ્રીકૃષ્ણ તો કાલનું ય અતિક્રમણ કરે છે. માટે નથી કોઈ એમના સમાન વીર્યવાન અને નથી કોઈ અધિક વીર્યવાન. ભગવાનનું વીર્ય-બળ-પરાક્રમ પણ વિલક્ષણ છે. એ ક્ષણમાં વિશ્વરૂપ થાય છે તો ક્ષણમાં વામનરૂપ થાય છે, ઘડીકમાં વ્યક્ત ઘડીકમાં

અવ્યક્ત થાય છે ક્યારેક પરિચ્છિન્ન (હદવાળા) તો ક્યારે અપરિચ્છિન્ન (સર્વવ્યાપી) થાય છે !

**કાલચક્રં જગચ્ચક્રં યુગચક્રં ચ કેશવઃ ।**
**આત્મયોગેન ભગવાન્ પરિવર્તયન્તેઽનિશમ્ ॥**

ભગવાન કેશવ જ પોતાની યોગ શક્તિથી નિરંતર કાલચક્ર, સંસારચક્ર અને યુગચક્રને ચલાવી રહ્યા છે.

ભગવાન પોતાની માયાને પોતાના વશમાં રાખે છે. માયાની શક્તિ મહાન છે, તે આખા જગતને વશમાં રાખે છે પણ એની શક્તિ ભગવાન પાસે આવતાં જ શાંત થઈ જાય છે. માયા ભગવાનના ચરણારવિંદની દાસી છે તે યોગમાયા રૂપે ક્ષણમાત્રમાં કરોડો બ્રહ્માંડોને રચવા માટે સમર્થ છે પરંતુ એનામાં શક્તિ ભગવાનને લીધે છે.

**કૃષ્ણસ્તુ ભગવાન સ્વયમ્** શ્રીમદ્ ભાગવતજી તો કહે છે કે, શ્રીકૃષ્ણ અંશ કલા વિ. અવતારો નથી પરંતુ સાક્ષાત્ ભગવાન છે. શ્રીકૃષ્ણ કારણોના ય કારણરૂપ છે. એ બીજ - સર્વની ઉત્પત્તિના આધાર છે. બ્રહ્મવૈવર્તપુરાણ કહે છે કે,

**કૃષિશ્ચ સર્વ વચનો નકારો બીજવાચકઃ ।**
**સર્વબીજં પરબ્રહ્મં કૃષ્ણ ઈત્યભિધીયતે ॥**

'કૃષ્ણ'નામનો અર્થ સમજાવતાં, 'કૃષ્' એટલે સર્વ અને 'ન' એટલે બીજ. સર્વના બીજ - આદિરૂપ, કારણનાય કારણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે.

શ્રીકૃષ્ણઅવતાર બધા જ અવતારો કરતાં વિશિષ્ટ છે. તેઓ ભક્તોના દુઃખોનો નાશ કરવા માટે પ્રકટ થયેલા છે. જ્ઞાન, પુષ્પ વિ. સાધનરહિત, જાતિ-કુલ આદિની યોગ્યતાથી વંચિત અને શાસ્ત્ર આદિ અવલંબનોથી આશ્રયરહિત ભક્તોના ઉદ્ધાર માટે એમનો અવતાર થયો છે.

ભૂમિનો ભાર હરવો, દુષ્ટોને સંહારવા વિ. સામાન્ય અવતાર હેતુઓ તો બીજી રીતેય સિદ્ધ થઈ શક્યા હોત. ભગવાન સાધનની અપેક્ષા વગર જ ફલનું દાન કરે એ એમનો અનુગ્રહ છે. આ અનુગ્રહ માટે જ એમનો અવતાર છે.



અન્ય દેવોમાં વરદાન આપવાનું, ફલનું દાન કરવાનું ઓછુંવત્તું સામર્થ્ય તો હોય છે. પરંતુ એ દેવો વિચાર કર્યા વગર ફલનું દાન કરે છે. વિચાર કર્યા વગર કોઈને ફલ આપવામાં, વરદાન આપવામાં ઘણીવાર વરદાન આપનાર અને જેને વરદાન મળ્યું છે મેળવનાર બંનેનું અહિત થઈ શકે છે. શ્રીકૃષ્ણની વિશેષતા એ છે કે એ જીવનો સ્વભાવ, સ્વરૂપ અને વરદાનના પરિણામ : આ બધાંનો વિચાર કરીને વરદાન આપે છે.

**શ્રીકૃષ્ણચંદ્ર**

**કૃષ્ણઃ વર્ણઃ કલૌ શ્રીમાન્ તેજસાં શશિરેવ ચ ।**
**પરિપૂર્ણતમં બ્રહ્મ કૃષ્ણ ઈત્યભિધીયતે ॥**

**સર્વેષાં તેજસાં રાશિઃ સર્વમૂર્તિસ્વરૂપકઃ ।**
**સર્વાધારઃ સર્વબીજસ્તેન કૃષ્ણ ઈતિ સ્મૃતઃ ॥**

શ્રીકૃષ્ણનો કલિકાલમાં શ્યામવર્ણ છે પરંતુ તેજમાં તે ચંદ્ર સમાન છે. તેથી તો સૌ એમને શ્રીકૃષ્ણચંદ્ર કહે છે ! ચંદ્ર સમાન તેજસ્વી પણ એ તેજ સર્વવિદાહક નહીં પરંતુ સર્વના સર્વ તાપને હરનારું છે.

બ્રહ્મના પરિપૂર્ણતમ્ આર્વિભાવને કૃષ્ણ કહે છે. સર્વ તેજના સમૂહરૂપ, સર્વના આકાર અને આધાર, સર્વના બીજ હોવાથી એમને શ્રીકૃષ્ણ કહે છે.

શ્રીકૃષ્ણમાં સૌંદર્ય, માધુર્ય, પરમ આનંદત્વ જેવા અદ્‌ભૂત ગુણો હોવાથી આત્મારામ - નિજાનંદમાં રમણ કરનારા સર્વ પ્રકારે અનાસક્ત એવા મુનિઓ પણ એમને ભજે છે. શ્રીકૃષ્ણમાં કોઈ અદ્‌ભૂત આકર્ષણ શક્તિ રહે છે. લોખંડ જેમ લોહચૂંબકની પાસે આવતાં જ આકર્ષણ અનુભવે છે એમ ભગવાનના સાન્નિધ્યમાં ભક્તના હૃદય પણ અદ્‌ભૂત સાન્નિધ્ય અનુભવે છે.

ભગવાનના સ્વરૂપાત્મક જ્ઞાનથી જ જીવનું કલ્યાણ છે. જીવની ઈન્દ્રિયો ભગવાનના જ્ઞાન માટે સમર્થ નથી. જીવનું ઈન્દ્રિયજન્ય જ્ઞાન તેમજ ક્રિયા **યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ** ભગવાન સુધી પહોંચ્યા વિના જ પાછા ફરે છે. ભગવાનને ભગવત્ શાસ્ત્રોથી, ભગવાને કરેલા ઉપદેશથી, ભગવાને કરેલા ઉપદેશથી, ભગવાને જ્ઞાનરૂપે કરેલા

અંતઃપ્રવેશથી જ ભક્તને અનુભવ થાય છે.

શ્રીકૃષ્ણ જ્ઞાનદાતા છે. તે કૃપા કરીને ભક્તને માહાત્મ્યજ્ઞાન પ્રાપ્ત થાય તે માટે વેદ સ્વરૂપ, શ્રુતિરૂપ ધારણ કરે છે. શ્રુતિએ શબ્દબ્રહ્મ છે. પરબ્રહ્મના જ્ઞાન માટે શબ્દબ્રહ્મનું જ્ઞાન થવું આવશ્યક છે. જો કે પરબ્રહ્મ સ્વપ્રકાશ છે તે છતાંય તે શબ્દબ્રહ્મ વિના પ્રકાશતું નથી. પ્રમેયરૂપ પ્રભુ ભક્તોના ઉપર અનુગ્રહ કરવા માટે જ, સ્વપ્રાપ્તિને સુલભ બનાવવા માટે જ પ્રમાણ રૂપ પણ બને છે. શ્રુતિ પ્રમાણ છે, પરબ્રહ્મ પ્રમેય છે, ભક્તિ સાધન છે અને પૂર્ણ સચ્ચિદાનંદ શ્રી હરિ, શ્રીકૃષ્ણ ફલ છે.

શ્રીકૃષ્ણ જ્ઞાન સ્વરૂપ છે. ભગવદ્ અવતારોના ત્રણ ભેદ છે.

**૧. ક્રિયાશક્તિના અવતારો :**

વરાહ, નૃસિંહ, વામન આદિ અવતારોમાં ભગવાન પોતાની ક્રિયાશક્તિ દ્વારા અનેક અદ્ભૂત, પરાક્રમયુક્ત લીલાઓ કરે છે.

**૨. જ્ઞાનશક્તિના અવતારો :**

વ્યાસ, કપિલ, હંસાવતાર વિ. આ અવતારોમાં ભગવાન જગતના અજ્ઞાનને દૂર કરે છે. કોઈક સાંખ્ય જેવા મોક્ષમાર્ગનો ઉપદેશ પણ કરે છે. આમાં ભગવાન આચાર્ય, ગુરુ સ્વરૂપે પ્રકટ થાય છે.

**૩. જ્ઞાન અને ક્રિયા બંને શક્તિઓને પરિપૂર્ણ રૂપે પ્રકટ કરીને શ્રીકૃષ્ણ અવતર્યા છે.**

**એતદીશનમીશસ્ય પ્રકૃતિસ્થોऽપિ તદ્ગુણૈઃ ।**
**ન યુજ્યતે સદાऽऽત્મસ્થૈર્યથાऽબુદ્ધિસ્તદાશ્રયા ॥**
**(ભાગ - ૧/૧૧/૩૮)**

ઈશ્વરની ઈશ્વરતા આ જ છે કે એમની પ્રકૃતિમાં સ્થિતિ હોવા છતાં એ સદૈવ આત્મસ્વરૂપમાં જ સ્થિતિ કરે છે, તેમજ તે પ્રકૃતિસ્થ હોવા છતાં પ્રાકૃતગુણોથી લેવાતા નથી. અરે, એમના આશ્રિતની બુદ્ધિ પણ જો પ્રાકૃત ગુણોથી પ્રભાવતિ થતી નથી તો પછી એમની તો ક્યાંથી થાય ?



ભગવાન મનુષ્ય જેવા કાર્યો કરે છે (વિવાહ વિ.) તે માત્ર બીજાઓ માટે કરે છે, સ્વયંનો એની સાથે કોઈ સંબંધ કે રાગ હોતો નથી. પ્રાકૃત બુદ્ધિના લોકો એના આ તાત્વિક સ્વરૂપને સમજી શકતા નથી. ભગવાન સર્વથી અસંગ હોવા છતાં લોક વ્યવહારમાં લૌકિક વ્યક્તિ જેવો અભિનય કરે છે તેથી સાધારણ મનુષ્યો એમને પોતાના જેવા માની લેવાની ભૂલ કરે છે.

વિષયોનો સંબંધ ભ્રમથી થાય તો એ જીવનું લક્ષણ છે. પરંતુ ઈશ્વરના વિષયમાં તો વિષયને સ્વાધીન રાખીને સંબંધ કરવામાં આવે છે.

પોતાના સ્વરૂપને વિસરી જવું, કર્તૃત્વભાવને વશ થઈ જવું એવા બધા પ્રકૃતિના ગુણો ભગવાનને પ્રભાવિત કરી શકતા નથી.

અવિદ્યા ભગવાનનો આશ્રય કરીને રહે છે. એ ભગવાન પર પોતાનો પ્રભાવ બતાવી શકતી નથી.

માટે અનેક લોકવત્ લીલા કરવા છતાં, સંસારમાં વસતા હોવા છતાં, અનેક રાણીઓ, સંતાનો વિ.ની વચ્ચે અનુરક્તની જેમ વસતા હોવા છતાં શ્રીકૃષ્ણ સર્વથી વિરક્ત છે.

અંધજનો સ્પર્શમાત્રથી હાથીનો વાસ્તવિક આકાર જાણી શકતા નથી. એનું જ્ઞાન તો નેત્રો વડે જ થઈ શકે એમ ભગવાનને ભગવત્ શાસ્ત્રો દ્વારા જ જાણી શકાય છે.

મહાભારતના ઉદ્યોગપર્વમાં સંજય કહે છે કે,

**યતઃ સત્યં યતો ધર્મો યતો હ્રીરાર્જવં યતઃ ।**
**તતો ભવતિ ગોવિંદો યતઃ કૃષ્ણસ્તતો જયઃ ॥**

જે તરફ સત્ય, ધર્મ, લજ્જા અને સરળતા છે, તે તરફ જ ભગવાન શ્રીકૃષ્ણ રહે છે. જ્યાં કૃષ્ણ છે ત્યાં જ વિજય છે.

ભગવાનને ભક્તનો સ્નેહ જ રૂચે છે.

શ્રી પદ્મનાભદાસજીને માથે શ્રીમથુરાનાથજી બિરાજતા. દ્રવ્યના સંકોચને લીધા તે પોતાના શ્રીઠાકોરજીને છોલા (ચણા) ધરાવતા. એક દિવસે

એમણે શ્રીઠાકોરજીને પૂછ્યું કે, "મહારાજ ! આપને આચાર્યજીના ઘરે પધારવાની ઈચ્છા હોય તો ત્યાં તો વિવિધ પ્રકારની ભોગ સામગ્રી છે. મારે ત્યાં તો જે સમયે, જેવું પ્રાપ્ત હશે તેવું ધરાવીશ !" ત્યારે પ્રભુએ ઉત્તર આપ્યો હતો કે, "મને તારું કરેલું બધું રૂચે છે. માટે તું જે ધરાવીશ તે હું પ્રીતિથી આરોગીશ."

**કૃષ્ણ નામ**

કૃષ્ણ નામનો ય કેટલો બધો મહિમા છે ?

> કકારોચ્ચારણાદ્ ભક્તઃ કૈવલ્યં મૃત્યુજન્મહમ્ ।
> ઋકારાદ્ દાસ્યમતુલં ષકારાદ્ ભક્તિમીપ્સિતમ્ ॥
> નકારાદ્ સહવાસં ચ તત્સમં કાલમેવ ચ ।
> તત્સારૂપ્યં વિસર્ગાચ્ચ લભતે નાત્ર સંશયઃ ॥
> કકારોચ્ચારણાદેવ વેપન્તે યમકિંકરાઃ ।
> ઋકારોક્તે ન તિષ્ઠન્તિ ષકારાત્પાતકાનિ ચ ॥
> નકારોચ્ચારણાદ્ રોગા અકારાન્મૃત્યુરેવ ચ ।
> ધ્રુવં સર્વે પલાયન્તે નામોચ્ચારણ ભીરવઃ ॥

કૃષ્ણ નામના ઉચ્ચારણમાં કેટલું બધું ફલ છે તે જુઓ. ભક્તના મુખેથી 'ક'નો ઉચ્ચાર થતાં તેને જન્મમરણના ચક્રમાંથી છુટકારો સાંપડી જાય છે, એ આવાગમનમાંથી મુક્ત થઈ જાય છે. 'ઋ'નો ઉચ્ચાર થતાં ભગવાનનું દાસત્વ સાંપડે છે. એ 'ષ'નો ઉચ્ચાર થતાં ભક્તિ સુલભ થાય છે. 'ન'કારના ઉચ્ચારનું ફલ ભગવાનનો સહવાસ, સમકાલિન સ્થિતિ છે અને વિસર્ગના ઉચ્ચારથી ભક્તોને ભગવાનની સારૂપ્યમુક્તિ સાંપડે છે !

કૃષ્ણ નામ સર્વ અમંગલોનો નાશ કરનાર છે. જીવ જ્યારે કૃષ્ણનામનો ઉચ્ચાર કરે છે ત્યારે 'ક' બોલાતાં યમદૂતો કાંપવા લાગે છે. 'ઋ'નો ઉચ્ચાર થતાં તેઓ નાસી જાય છે. 'ષ'ના ઉચ્ચારથી પાપો નષ્ટ થઈ જાય છે તો 'ન્'ના ઉચ્ચારથી રોગોનો નાશ થાય છે. છેલ્લા 'અ'કારના ઉચ્ચારથી તો મૃત્યુ પલાયન થઈ જાય છે. આ બધા દુઃખો, અમંગલતત્વો ભગવાનના નામથી ભય પામે છે. (બ્રહ્મવૈવર્તપુરાણ)



## ૨. આશ્રય

**આશ્રયનું લક્ષણ**

> આભાસશ્ચ નિરોધશ્ચ યતશ્ચાધ્યવસીયતે ।
> સ આશ્રયઃ પરં બ્રહ્મ પરમાત્મેતિ શબ્દ્યતે ॥
> (ભા.૨-૬-૭)

શ્રી શુકદેવજી એ આશ્રયનું લક્ષણ સમજાવ્યું. જગતનો આર્વિભાવ અને તિરોભાવ જ્યાંથી થાય છે એ નિશ્ચય છે કે એ 'આશ્રય' છે. એ જ પરબ્રહ્મ, પરમાત્મા કહેવાય છે. આ લક્ષણનો મર્મ શ્રીમહાપ્રભુજીએ સમજાવ્યો કે, ભક્તિમાર્ગ દ્વારાય આશ્રય થાય છે અને જ્ઞાન માર્ગ દ્વારા ય થાય છે. જેનો બધા આશ્રય લે અથવા જે સર્વનો આશ્રય-આધાર છે તે પરબ્રહ્મ આશ્રય છે. વિવિધ વિશ્વના એકમાત્ર સ્થાન એટલે કે આધાર રૂપ ભગવાન જ છે. સમગ્ર વિશ્વના જડ પદાર્થોના આધાર પણ એ જ છે અને ચેતન પ્રાણીઓના આધાર પણ એ જ છે. સર્વની માત્ર સ્થિતિમાં જ નહીં પરંતુ ઉત્પત્તિ, સ્થિતિ તેમજ લયમાં એ જ સર્વનો આધાર રહે છે. વધુ સૂક્ષ્મભેદ જોતાં જન્મવું, હોવું, વૃદ્ધિ પામવું, બદલાવું, ક્ષીણ થવું અને નાશ પામવું આ છ એ ભેદ ધરાવતા આ સમગ્ર જગતનો આધાર પરમાત્મા છે. બધા પદાર્થો તેમજ જીવોનો સ્વભાવ પછી ભગવાન બનાવે છે માટે દરેકના અસ્તિ (હોવું), ભાતિ (જાણવામાં આવવું) અને પ્રિય (સારૂં લાગવું) આ ત્રણે ય ભગવાનના કાર્યો છે. માટે એ આશ્રય છે. (જો કે આધિ દૈવિક સત્ય જગત્ તો સ્વરૂપાત્મક છે.)

**પ્રપત્યા સાયુજ્યેન વા** ભક્તિમાર્ગમાં શરણાગતિ દ્વારા આશ્રય છે અને જ્ઞાનમાર્ગમાં સાયુજ્ય (એકરૂપતા) દ્વારા આશ્રય છે.

**અનુગ્રહ નિયામક**

'અનુગ્રહઃ પુષ્ટિમાર્ગે નિયામક ઈતિ સ્થિતિઃ' (સિ.મુ.) પુષ્ટિમાર્ગમાં - અનુગ્રહમાર્ગમાં ભગવાનનો અનુગ્રહ જ નિયામક છે, એવી પુષ્ટિમાર્ગની નિર્દોષ મર્યાદા છે.

ભગવાન કોઈ જીવને પ્રમાણથી વિરૂદ્ધ એવું - અલભ્ય એવું ફલ પોતાના પ્રમેયબલથી સંપાદન કરી આપે એનું નામ અનુગ્રહ. બીજા શબ્દોમાં કહીએ તો લોકવેદની દૃષ્ટિએ ફલના અધિકારી ન હોય એવી જીવનેય ભગવાન કેવળ પોતાની ઈચ્છાના કારણે, કરૂણાના કારણે ફલનું દાન કરે તે કૃપા, તે અનુગ્રહ. આ અનુગ્રહ 'અતકર્ય' હોય છે. એટલે કે કોઈપણ મહાબુદ્ધિમાન જીવ પણ એ અનુગ્રહના કારણને પોતાની બુદ્ધિથી સમજી નહીં શકે. સ્વયં બ્રહ્મ, સરસ્વતી કે વેદ પણ ભગવાનની લીલાને ભગવદીચ્છાને, ભગવાનના સ્વભાવને તેમજ ભગવત્ કૃપાને સમજી શકવા સમર્થ નથી.

દુષ્ટ રાક્ષસી પૂતના ભગવાન પાસે કપટ કરીને મારવા આવી, એનો પ્રભુએ તે જ સમયે ઉદ્ધાર કર્યો, તેને સાયુજ્ય મુક્તિનું દાન કર્યું પરંતુ એમની ભક્તિ કરનાર મુચુકુંદ રાજાને એમણે દર્શન આપ્યા છતાં વધુ એક જન્મ લઈને ભક્તિ કરાવી અને ત્યારબાદ જ એને મુક્તિ આપી.

બ્રહ્માજી ભક્તરાજ છે, ભગવાનના પુત્ર છે, પ્રવૃત્તિમાર્ગના પ્રવર્તક ભગવદ્ ગુણાવતાર છે. પણ ભગવાન એમને વશ નથી. શિવજી ભક્ત શિરોમણિ છે, નિવૃત્તિમાર્ગના પ્રવર્તક, ભગવદ્ ગુણાવતાર છે પણ શ્રીહરિ એમને ય વશ નથી. લક્ષ્મીજી બ્રહ્માનંદરૂપા છે, જગતની જનની છે, ભગવાનના વક્ષઃસ્થળમાં બિરાજે છે અને ભગવચ્ચરણારવિંદની સેવા કરે છે. આ ત્રણેય ભક્ત મહાન છે છતાં તેઓ જે કૃપા પામ્યા નથી તે કૃપા ગોપી એવી યશોદાજી પામ્યા છે. જેનું અનાયાસે નામોચ્ચારણ કે સ્મરણ માત્ર થઈ જાય તો જીવ આ મૃત્યુસંસારસાગરથી પાર થઈ જાય છે તે ભગવાન યશોદાજીના હાથે ખાંડણીયા સાથે બંધાયા, તે નંદજીના પુત્ર કહેવાયા અને તે 'છછિયાભર છાછ' માટે ગોપકન્યાઓ સન્મુખ નાચ્યા. એ છે અનુગ્રહનું સ્વરૂપ.

**સાધારણ અને વિશેષ અનુગ્રહ :**

ભગવદ્ અનુગ્રહના બે પ્રકાર છે. સાધારણ અનુગ્રહ અને વિશેષ અનુગ્રહ.

ભગવાન કૃપા કરીને જીવને આ લોકનાં કે પરલોકનાં ઉત્તમ ફલ આપે



તે સાધારણ અનુગ્રહ. આ અનુગ્રહમાં લોકસંબંધી ફલ મળે છે પણ અલૌકિક ફલની પ્રાપ્તિ નથી. સાધારણ અનુગ્રહ થતાં જીવના સર્વ કાર્યો સિદ્ધ થાય છે, અશક્ય પણ શક્ય થઈ જાય છે, તુચ્છ સામર્થ્ય ધરાવતો જીવ મહાનને પણ પરાજીત કરી શકે છે. જગતના નિયામક ત્રણ મહાન પરિબળો કાળ-કર્મ અને સ્વભાવનો પણ બાધ થાય છે.

અજામિલ પર ભગવાનનો અનુગ્રહ થતાં એનો ઉદ્ધાર થયો. એના અનેક અસત્ કર્મો પણ એને બાધક ન થયાં. ત્યાં અનુગ્રહની કર્મ કરતાં વધુ પ્રબળતાનું પ્રમાણ મળે છે. વૃત્રાસુર અસુર હતો એનો સ્વભાવ આસુરી હતો પણ તે છતાં તેનો ઉદ્ધાર થયો માટે અનુગ્રહ સ્વભાવથી વધુ સમર્થ છે તે સિદ્ધ થયું. દિતિપુત્ર મરૂતોનો નાશ કરવા ઈન્દ્રે વ્રજનો ઉપયોગ કર્યો, પરંતુ એ ન મર્યા કેમકે એમના ઉપર પણ ભગવાનનો અનુગ્રહ હતો. અનુગ્રહ કાળથી પણ વધુ સમર્થ છે.

સાધારણ અનુગ્રહનું સર્વોત્તમ ફલ 'મુક્તિ' છે. લૌકિક ફલો તો કાળે કરીને નાશ પામે છે પરંતુ મુક્તિ અક્ષય ફલ છે. આમ છતાં 'ન સ્વર્ગં નાપુનર્ભવમ્' ભક્તો ભગવાનને જ ઈચ્છે છે, મુક્તિને નહીં કેમકે મોક્ષસુખ એ ભગવત્ સ્વરૂપાત્મક સુખ તો નથી જ. સાર એ કે જીવને (લૌકિક અને પારલૌકિક) ભોગ તથા મોક્ષ મળે એ ભગવાનના સાધારણ અનુગ્રહનું સ્વરૂપ છે.

એ નાનકડા દૃષ્ટાંતથી આ બંને અનુગ્રહનો ભેદ સમજીએ. શ્રીમહાપ્રભુજીના સેવક રામદાસ સારસ્વતને સંતાન ન હતું. એક દિવસ એમની પત્નીએ કહ્યું, "તમે બીજીવાર લગ્ન કરી લો તો સંતાન થાય." રામદાસજી તો સ્વભાવથી જ વિરક્ત હતા. એમણે કહ્યું, "મને તો કોઈ પુત્રની કામના નથી." સ્ત્રીએ કહ્યું, "મને તો પુત્રની ખુબ ઈચ્છા છે." રામદાસજી બોલ્યા, "જો તને પુત્રની કામના છે તો શ્રીઠાકોરજીની બાલભાવથી સેવા કર. જેવી રીતે સંસારમાં લૌકિક પુત્રને માતા ખાનપાનમાં ખુબ લાડ લડાવે છે તેમ તું શ્રીઠાકોરજીને લાડ લડાવ તો તારો મનોરથ પૂર્ણ થશે." સ્ત્રીએ એજ રીતે

ભગવાનની સેવા કરી એ એને પુત્રની કામના છે તો શ્રીઠાકોરજીને લાડ લડાવ તો તારો મનોરથ પૂર્ણ થશે." સ્ત્રીએ એજ રીતે ભગવાનની સેવા કરી અને એને પુત્ર પ્રાપ્તિ થઈ.

પંરતુ રામદાસજીની પત્ની એમનો મર્મ સમજી ન શકી. એમનો તો ભાવાત્મક રીતે આખી અલૌકિક વાત કરી હતી. એમની વાતનો મર્મ તો એ હતો કે, જો તું શ્રીઠાકોરજીને બાલભાવથી લાડ લડાવીશ તો એ પોતે જ બાલક થશે. એ તને બાળકની જેમ સુખ આપશે, તેમજ શ્રીયશોદાજીને જે સુખ મળ્યું હતું તે તેને પ્રાપ્ત થશે.

પત્ની ઉત્તમ અધિકારી ન હતી એટલે વાત સમજી ન શકી. તેણે પુત્રની કામનાથી ભગવાનની સેવા કરી એટલે ભગવાને એને પુત્ર તો આપ્યો. પરંતુ જો એ રામદાસજીની વાત સમજ હોત તો એને ભગવાનમાં જ પુત્રભાવ મળ્યો હોત.

કોઈ જીવ પુત્ર થઈને સાંપડે એ મોટું સુખ કે પ્રભુ સ્વયં પુત્રભાવે પ્રાપ્ત થાય એ મોટું સુખ ? ભગવાન પાસે પુત્ર માગવો એ ઉત્તમ કે ભગવાનને પુત્રભાવે માગવા એ ઉત્તમ ?

ભગવાન 'કાંઈક' આપે એ સાધારણ અનુગ્રહ અને ભગવાન 'સ્વયં'ને આપે એ અસાધારણ અનુગ્રહ.

જો કે, આ બંને પ્રકારના અનુગ્રહ શ્રીકૃષ્ણના આશ્રયથી જ સિદ્ધ થાય છે માટે એમનો આશ્રય કરવો.

અસાધારણ અનુગ્રહ એ અનુગ્રહનું સર્વોચ્ચ સ્વરૂપ છે. ભગવાનની અત્યંત કૃપાનું સ્વરૂપ છે.

જેના ઉપર આ અનુગ્રહ થાય છે એના સ્વરૂપ, સ્વભાવ સાધન અને સિદ્ધિ બધું જ ભગવાન સંબંધી હોય છે. આ જીવો પ્રવાહી અને મર્યાદા જીવોથી ભિન્ન અને ઉત્તમ હોય છે. પૂર્ણાનંદ સ્વરૂપ, પ્રકટ સ્વરૂપ શ્રી પુરૂષોત્તમની સેવાએ જ એમના પ્રકટ થવાનું પ્રયોજન છે. તેઓ શ્રીહરિની સાક્ષાત સેવા માટે અવતરિત થતા હોવાથી એમનું સ્વરૂપ ફલાત્મક ભક્તિ માટે, ફલરૂપ



સેવા-સ્મરણ માટે ઉપયોગી હોય છે. આવા ભગવદીયોનું સ્વરૂપ પણ અલૌકિક હોય છે. આનંદમાત્ર (કર, ચરણ, મુખ આદિ) સ્વરૂપવાળા શ્રીભગવાનનો અનુભવ કરતા એમનામાં યોગ્યતા આવે માટે એમના સ્વરૂપો ય, ભગવદ્ અનુભવને લીધે, નિર્દોષ, પ્રાકૃતધર્મથી મુક્ત અને ભક્તિમાર્ગીય ઉત્તમ ગુણવાળા હોય છે. દંભ, પાખંડ કપટ જેવા દોષો એમનામાં હોતા નથી આવા જીવોનો ભગવાન દ્વારા જે અંગીકાર થાય છે તે અંગીકાર નિત્ય હોય છે. માટે એ જીવનો ભગવાને ત્યાગ કરવો પડે એવા કોઈ દોષો, પાપ કર્મો કે વિકારો સંભવતા નથી.

ભગવાને જ કૃપા કરીને (ભલે બીજરૂપે હોય) પધારતાં ભક્તિ એ જ એમનું સાધન છે. આવા ભક્તો સહજ ભક્ત સ્વાભાવિકી અને નૈસર્ગિકી રતિ લઈને જન્મે છે. ભગવાનની પ્રસન્નતા અને એમની પ્રાપ્તિ માટે જે સાધનો છે તે ભક્તિ રસાત્મક સાધન છે.

'ભગવાન એવ હિ ફલમ્' આ ભક્તોને માટે એ તથા પારલૌકિક સુખો નહીં, મોક્ષસુખ પણ નહીં, કેવળ શ્રીહરિની સેવા જ ફલ રૂપ છે, ભગવાનનું સ્વરૂપ જ ફલરૂપ સ્વરૂપ સ્મૃતિ, સ્વરૂપ દર્શન, સ્વરૂપ આસક્તિ, સ્વરૂપ સેવા તથા સ્વરૂપનો આશ્રય જ એમને અભિલષિત છે માટે શ્રીકૃષ્ણ આશ્રયની અપેક્ષા અને ઉપલબ્ધિ એ બંને એમના અસાધારણ અનુગ્રહનું પરિણામ છે.

**શરણ સ્વીકારો !**

ભ્રાંતા વેદાંતિનઃ કિં પઠથ શઠતયાદ્યાપિ ચાદ્વૈતવિદ્યાં
પૃથ્વીતત્વે લુઠંતો વિમૃશથ સતતં કર્કશાસ્તાર્કિકાઃ કિમ્ ?
વેદૈર્નાનાગમૈઃ કિં ગ્લપયસઃ હૃદયં શ્રોત્રિયાઃ શ્રોત્રશૂલૈ-
-ર્વેદ્યં સર્વાનવદ્યં વિચિનુત શરણં પ્રાણસંપ્રીણનાય ।

હે ભ્રાંત વેદાંતીઓ ! હજી પણ તમે શઠતાપૂર્વક અદ્વૈતવિદ્યાનું પઠન કેમ કરી રહ્યા છો ? હે તાર્કિકો ! પૃથ્વીતત્વ પર પ્રહાર કરતાં કરતાં તમે નિરંતર શું વિચાર્યા કરો છો ? શ્રોત્રિયો ! કાનમાં શૂળની જેમ ભોંકાતા રહે એમ તમે પાઠ કરી કરીને કેમ હૃદય સૂકવી રહ્યા છો ?

પોતાના પ્રાણોને રસમય બનાવવા માટે તો સર્વને માટે જ્ઞાતવ્ય એવા સર્વથા દોષરહિત ભગવાનનું શરણ સ્વીકારો !

જે ફલ ભગવાનના ભક્તે સ્વીકારેલ 'આશ્રય'નું છે. 'ભગવદાશ્રય'નું છે તે કશાય અન્ય સાધનનું નથી. શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે "મારા ભક્તને કદાચ ઈન્દ્રિયોને જીતવાનો અભ્યાસ સિદ્ધ ન થયો હોય અને તેથી તે કદીક ભલે વિષયોથી આકર્ષાય, પરંતુ તો એ પ્રાયઃ દઢ ભક્તિને લીધે વિષયોથી પરાજીત તો થતો નથી જ. વળી જેમ સારી રીતે પ્રજ્જવલિત થયેલ અગ્નિ લાકડાંઓને ભસ્મીભૂત કરી દે છે તેમ મારી અનન્ય ભક્તિથી પોતાના પાપોને ભસ્મ કરી દે છે. મારી વૃદ્ધિ પામેલી ભક્તિથી ભક્તને મારા જેવો અને જેટલો અનુભવ થાય છે તેવો અને તેટલો યોગ, સાંખ્ય, ધર્મ, વેદાભ્યાસ, તપ કે ત્યાગ જેવા સાધનો વડે શક્ય નથી. મને મારા આશ્રિત ભક્તો પ્રિય છે એમણે શ્રદ્ધાપૂર્વક કરેલી ભક્તિથી હું એમને વશ થઈ જાઉં છું !"

**તત્પદાશ્રય :**

**ભક્તિમાર્ગે સાધનં ચ ફલં શરણમેવ ચ ।**
**સર્વધર્મ પરિત્યાગઃ સ્વતંત્રં ચેત્ફલં હિ તત્ ॥**

ભક્તિમાર્ગમાં ભગવદ્ આશ્રય, ભગવાનનું શરણ જ સાધન છે. અને શરણ જ ફલ છે. ગીતાજીમાં ભગવાનની આજ્ઞા છે કે સર્વધર્મનો ત્યાગ કરીને ભગવાનના શરણે જવું માટે જો કોઈ ભક્ત સર્વધર્મ પરિત્યાગ કરીને શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારે તો તેને 'સ્વતંત્ર ફલરૂપ' એવા શરણની પ્રાપ્તિ થાય છે.

જીવ સાધન સહિત હોય કે સાધન રહિત હોય, દુર્જન કે સજ્જન હોય. ભલે તે ગમે તેવો હોય પણ જો તે ભગવાનનો આશ્રય કરે છે તો તેને નિઃસંશય સર્વ ફળ પામે છે. જીવે પુષ્ટિ પુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારવું. ભગવદાશ્રય સર્વ સિદ્ધ થઈ શકે છે એમાં કોઈ સંશય નથી. સુખ અને દુઃખ જેવી દરેક પરિસ્થિતિમાં "મારી આ સ્થિતિમાં શ્રીહરિનું શરણ છે એવા વિચારથી, દઢ નિશ્ચયથી આ લોક અને પરલોક બધાં જ વિષયમાં નિશ્ચિતતા સાંપડે છે."



અમારું તો સાધન અને સાધ્ય બંને શ્રીકૃષ્ણ છે. સંપત્તિ અને વિપત્તિમાં એ જ સાધન છે અને એ જ ફળ સ્વમાર્ગમાં આવતા પ્રતિબંધોની નિવૃત્તિ માટે પણ શરણ જ છે. સદા ભગવન્નામ ગ્રહણ કરવું અને શરણ ભાવના રાખવી. સર્વદા સર્વાત્મભાવ વડે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એ અષ્ટાક્ષર મહામંત્રનું રટણ કરવું. એના વડે બધું જ સિદ્ધ થઈ જશે. ભગવાન સર્વ સમર્થ હોવાથી એ જીવના કશાય સાધનોની અપેક્ષા રાખતા નથી માટે કાળનો પ્રભાવ જોઈને વૈષ્ણવે વિશેષ કરીને નિઃસાધનપણાનું અનુસંધાન ખાસ રાખવું. **નિઃસાધનત્વ સંસ્ફૂર્ત્યા દઢઃ સ્યાત્ તત્પદાશ્રયઃ** જેના ચિત્તમાં નિઃસાધનત્વની સમ્યક્ સ્ફૂર્તિ હશે તો એમના ચરણનો આશ્રય - દઢાશ્રય થશે.

શિક્ષાપત્ર (શ્રી હરિરાયજી)

**ભક્તને અન્ય આશ્રય ન હોય.**

પુરંજન આખ્યાનમાં શ્રી નારદજી કહે છે કે,

યદા યમનુગૃહ્ણાતિ **ભગવાનાત્મભાવિતઃ ।**
સ જહાતિ મતિં લોકે વેદે ચ **પરિનિષ્ઠિતામ્ ॥**

ભગવાન જે સમયે જેના ઉપર અનુગ્રહ કરે છે તે જ સમયે તેની, સર્વ લૌકિક અને પારલૌકિક (વૈદિક) કામના, આસક્તિ ભરેલી મતિ નિવૃત થઈ જાય છે. તેને ધન, પુત્ર, ઘર, યશ, ભોગ વિ. લૌકિક સુખોની કામનાય રહેતી નથી અને પુણ્ય, સ્વર્ગ અને મોક્ષ જેવા પારલૌકિક સુખોની કામના પણ રહેતી નથી.

શ્રીમહાપ્રભુજીના સેવક નારાયણદાસ બ્રહ્મચારી એ બાળપણમાં ધનની પ્રાપ્તિના ઘણાં ઉપાયો કર્યા પણ સફળતા ન મળી. એ ચાલીસવર્ષની વયે શ્રી મહાપ્રભુજીના સેવક થયા. ત્યારે તેમને શ્રીઠાકોરજીના સ્વરૂપનું જ્ઞાન થયું. રિદ્ધિ-સિદ્ધિમાંથી એમનું મન હટી ગયું. હવે સંપત્તિ સામે ચાલીને આવવા લાગી. જે ભૂમિ પરથી જે માટી ઉઠાવતા ત્યાં ત્યાં એમને દ્રવ્ય હાથમાં આવતું. પરંતુ હવે તે એને સ્પર્શ પણ ન કરતા ને એના ઉપર માટી નાખી દેતા. એકવાર તો રાત્રે એમના ખાટલાની ચારે બાજુ દ્રવ્ય (સુવર્ણ) ફેલાઈ

ગયું. પણ એમણે તો પોતાની ભત્રીજીને કહ્યું કે, "આ બધું બહાર નાખી આવ." પોતે તો દ્રવ્યને સ્પર્શ્યા પણ નહીં.

ઝારખંડમાં મંદાર પર્વત પર, કાશીના શેઠ પુરૂષોત્તમદાસ અને એક વિરક્ત વૈષ્ણવની પાસે શ્રી ભગવાન એક સિદ્ધપુરુષનું રૂપ લઈને આવ્યા. એમની પાસે એક એવો મણિ હતો કે જેના દ્વારા જેટલું દ્રવ્ય જોઈએ એટલું મળે. ભગવાને આ મણિ આપવાની કૃપા દર્શાવી પરંતુ ન અકિંચન બ્રાહ્મણે એ સ્વીકાર્યો અને ન અતિ સંપન્ન એવા શેઠ પુરૂષોત્તમદાસે સ્વીકાર્યો. બંનેની ભગવદાશ્રય બુદ્ધિ પણ કેવી સુંદર ? વિરક્ત બ્રાહ્મણ વૈષ્ણવે મણિ ન સ્વીકારવાનું કારણ જણાવતાં કહ્યું, "મારે તો શેર લોટની જરૂર પડે છે અને જગતનો સ્વામી મને ગમે ત્યાંથી એ આપી રહે છે પછી મારે મણિનું શું કામ ?" શેઠ પુરૂષોત્તમદાસે કહ્યું, "જે તને શેર લોટ આપે છે તે મને દસ શેર પણ આપશે. જગદીશના ઘરે શેનો તોટો છે ? એને શી ખોટ છે ? હું શ્રી ઠાકોરજીનો આશ્રય છોડીને મણિનો આશ્રય કરૂં એવો મૂરખ નથી !"

**આશ્રય એટલે બધું જ.**

રામદાસ સાંચોરા દ્વારિકામાં શ્રી મહાપ્રભુજીના સુબોધિનીજીનું રસપાન કરીને અતિ દૈન્યભાવપૂર્વક શરણે આવ્યા. રામદાસ શ્રીમહાપ્રભુજીની નાની મોટી બધી ટહેલ કરતા. શ્રી મહાપ્રભુજી ક્યારેક એમની પરીક્ષાય કરતા. કદીક રામદાસને અલ્પ પ્રસાદ મળતો, કદીક એકલી રોટલી જ મળતી પરંતુ એને પણ પોતાનું સૌભાગ્ય માનીને એ મહાપ્રસાદી લેતા. મનમાં ક્યારેય દુર્ભાવ ન લાવતા કે આ મળ્યું, આ ન મળ્યું. પ્રવાસમાં રામદાસ આગળ ચાલતા અને કાંટા વિ.ને દૂર કરતાં. એકવાર એમના પગમાં મોટો કાંટો વાગ્યો ત્યારે એમણે વિચાર્યું કે, હું કાંટો કાઢવા રોકાઈશ તો શ્રીમહાપ્રભુજીને રોકાઈ જવું પડશે, મારો સેવકધર્મ જશે, તેઓ આગળ પધારી જશે તો આગળ ઘણાં કાંટા છે એ એમને વાગશે. માટે એ પોતાના પગનો કાંટો કાઢ્યા વગર જ આગળ ચાલતા રહ્યાં. થોડેક દૂર આ રીતે ગયા પછી શ્રીમહાપ્રભુજી રામદાસની પાસે આવી નિષ્ઠાભરેલી સેવકભાવના જોઈને પ્રસન્ન થયા. એમણે કહ્યું, "રામદાસ ! તારા



પગનો કાંટો કાઢી લે. હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારે જે જોઈએ તે માંગ !"

રામદાસે વિનંતી કરી, "મહારાજ ! મને આપનું શરણ મળ્યું, હવે મારે બીજું શું જોઈએ ? મને કૃપા કરીને આપનો દઢ આશ્રય આપો." આ સાંભળીને શ્રી મહાપ્રભુજી બહુ જ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા, "એમ જ થશે. આશ્રય માંગીને તે બધું જ માંગ્યું. પરંતુ હું પ્રસન્ન છું."

જેણે આશ્રય માગ્યો તેણે બધું જ માગ્યું અને જેને આશ્રય મળ્યો એને બધું જ મળ્યું !

## 3. કૃષ્ણનો આશ્રય

ભગવાન શ્રીકૃષ્ણમાં સૌથી મહાન ત્રણ ગુણો છે જેનું વર્ણન શ્રીમહાપ્રભુજીએ શ્રી સુબોધિનીજીમાં કર્યું છે.

૧. **અતિ સામર્થ્યમ્** એમનામાં મહાન શક્તિ છે.

૨. **સ્વરૂપત એવ સર્વોત્કર્ષઃ** સ્વરૂપથી પણ સર્વોત્તમ છે અને

૩. **પરમા દયા** ખૂબ જ દયા છે.

આ ગુણો જેનામાં હોય એ સેવ્ય છે, ભજનીય છે ને આશ્રય કરવા યોગ્ય છે. શ્રીકૃષ્ણની આકૃતિ, કૃતિ અને પ્રકૃતિ ત્રણે ય સર્વોત્તમ છે. સમર્થ કરૂણાવાન ન હોય તો એના આશ્રિત દુઃખી જ રહે અને કરૂણાવાન સમર્થ ન હોય તો ય એના સેવકો દુઃખી રહે. ઉપરના ત્રણ ગુણોમાંથી નીચેના સાત ગુણો પ્રકટે છે, તે જોઈએ. **ભજનીયઃ સ એવ સ્યાત્ યઃ સ્વયમભયઃ । સકૃદપિ પ્રપન્નં સર્વતો ભયાન્મોચયતિ । ઐહિકામુષ્મિકીં ચ ઋદ્ધિં મોક્ષં ચ પ્રયચ્છતિ । ભજન સંદેહેઽપિ અનુષંગાદપિ ચો મુક્તિં પ્રપચ્છતિ । સ્વયં ચ નિર્દોષપૂર્ણગુણવિગ્રહઃ । અનધિકારિણેઽપિ ગતિં પ્રપચ્છતિ । પરાર્થ સ્વકૃતનિયમપિ વિરૂદ્ધં ન મન્યતે - એવં યઃ સપ્તગુણો ભવતિ ષડંગસહિતભજનોપયોગિ મહાગુણવાન્ સ ભજનીય ઈતિ (સુબો. ૩/૨/૧૮)**

જેનામાં નીચેની સાત ગુણ હોય તે જ ભજન કરવા યોગ્ય - આશ્રય કરવા યોગ્ય કહેવાય. આ બધા જ ગુણો શ્રીકૃષ્ણમાં સિદ્ધ થાય છે તે સ્પષ્ટ છે.

**(૧) "જે સ્વયં નિર્ભય હોય."**

ભગવાન અનંતવીર્ય છે, સર્વાત્મા છે. સર્વાત્મા ના કદી શત્રુ હોતા જ નથી, એમને કોઈનો ભય પણ હોતો નથી. જે ભગવાન બીજાના ભયને ભગાડી મૂકે અને નિર્ભય બનાવે એમને કોનો ભય હોય ?

મૃત્યુરૂપ ભય પણ ભગવાનથી ડરે છે, કાળમૃત્યુ આદિ જગતને ભય



આપનારી બધા તત્વો તો ભગવાનના અંગો જ છેને ! પછી ભગવાને એમનો ડર શાનો ?

**(૨) "એકવાર પણ શરણે આવેલ હોય તેને ચારે તરફથી આવનારા સર્વ પ્રકારના ભયથી મુક્ત કરે"**

રોગ, શત્રુ, મૃત્યુ જેવા અનેક ભય કારણો છે. પરંતુ ભગવાન સર્વોપરી છે, સર્વેશ્વર છે, એ ભયને ય ભય પમાડનારા છે. માટે એમના ભક્તોને કોઈનો ભય રહેતો નથી. ભક્ત પર વિપત્તિ આવી પડે ત્યારે ભગવાન, જેમ માતા પુત્રને નિભર્ય કરે તેમ નિર્ભય બનાવે છે.

**(૩) "જે આ લોક તેમજ પરલોકની સમૃદ્ધિ તથા મોક્ષ આપવા સમર્થ હોય છે."**

સાધારણ દેવો તો કર્માનુસાર જ અલ્પ ફલ આપવા સમર્થ હોય છે. તે ભોગ આપી શકે તે મોક્ષ આપી શકતા નથી. જે ભોગ અને મોક્ષ બંને - કેવળ પોતાના કૃપાબલના કારણે (નહીં કે જીવના સાધન અનુસાર) પ્રદાન કરી શકે તેવા તો શ્રીકૃષ્ણ જ સેવ્ય.

**(૪) "ભક્તની ભક્તિ ભલે અપૂર્ણ હોય છતાં સંબંધ માત્રના કારણે મોક્ષ આપે."**

જીવ અંશ છે. એ જે કરશે તેમાં એની અપૂર્ણતા આવવાની જ. એનું કર્મ, જ્ઞાન અપૂર્ણ જ રહેશે. ભક્તિ કરશે તોય ભક્તિમાં અધૂરપ રહેવાની. પણ પ્રભુ "આ જીવ મારો છે." એમ સંબંધ વિચારીને તેને દુર્લભ ફલનું ય દાન કરે છે.

**(૫) "મુક્તિના અનાધિકારીને ય મુક્તિ આપવા સમર્થ હોય."**

ભગવાન કૃપાળુ અને સર્વસમર્થ છે. એકલા માત્ર કૃપાળુ હોવું પર્યાપ્ત નથી. 'દયાલોરસમર્થસ્ય દુઃખાયૈવ દયાલુતા' જે અન્યના દુઃખોને દૂર કરવા સમર્થ ન હોય એને તો પોતાના દયાલુતા પોતાને દુઃખ જ આપે છે. જે સમર્થ છે તે અન્યના દુઃખો હરીને સુખ અનુભવે છે. ભક્તોનો ઉદ્ધાર કરવામાં

ભગવાનની પ્રસન્નતા છે, એમાંય સાવ અનધિકારી, નિઃસાધન દોષપૂર્ણ જીવો પર કરૂણા કરનારા તેમજ તેમનો ઉદ્ધાર કરનાર માત્ર ભગવાન જ છે.

સમર્થ ભગવાન જ આશ્રય હોય. ઋગ્વેદ કહે છે કે,

યો નઃ પિતા જનિતા યો વિધાતા ધામાનિ વેદ ભુવાનાનિ વિશ્વા ।

યો દેવાનાં નામધા એક એવં તં સંપ્રશ્નં ભુવનાયન્ત્યન્યા ॥

જે આપણા સર્વના પિતા, સર્જક અને વિધાતા છે. જે સમસ્ત સ્થાનો અને પદાર્થોને જાણે છે, જે પોતે તો અદ્વિતીય છે છતાં સમસ્ત દેવોના નામ ધારણ કરનાર છે અને જેને અન્ય સૌ લોકો જિજ્ઞાસાથી શોધે છે તે પરબ્રહ્મ છે.

(ઋગ્વેદ/૧૦/૮૨/૩)

**(૬) "જે નિર્દોષ,પૂર્ણ ગુણવાન હોય"**

શિક્ષાપત્રમાં શ્લોક છે કે, નિર્દોષપૂર્ણ ગુણના હરૌ નિત્યં વિરાજતે । કદાચિત્ સ્વપ્રભોર્દોષો નાઽનેયઃ સર્વથા હૃદિ ॥ શ્રીહરિમાં સર્વદોષોનો અભાવ ને સર્વ ગુણોની પૂર્ણતા નિત્ય બિરાજે છે માટે એમના માટે કદીય મનમાં દોષ ન આણવો. પ્રકાશ અને અંધકારની જેમ સંબંધ શક્ય નથી તેમ ભગવાન અને દોષ, આ બે એકમેકની સાથે રહી ન શકે.

**(૭) "બીજાને માટે, પોતે કરેલા નિયમોનો વિરોધ હોય તોય તેની પરવા ન કરે."**

આમ તો સકલ વિશ્વને ચલાવવા માટે ભગવાને કાલતત્વ અને તેના નિયમો, કર્મતત્વ અને તેના નિયમો, સ્વભાવ અને તેના ભેદો બનાવ્યા છે. દરેક જીવ તદ્નુસાર સુખ-દુઃખ, બંધન-મુક્તિ વિ. ભોગવે છે પરંતુ સર્વસમર્થ શ્રીહરિ સ્વયં સર્વના નિયામક હોવાથી કૃપાર્દ્ર અવસ્થામાં એ નિયમોને ય પલટાવી શકે છે.

દુષ્ટ રાક્ષસી પુતનાને માતૃગતિનું દાન કરીને, કંસને ય મારીને મોક્ષ આપીને - અસુરોને મુક્તિ સહજમાં જ પ્રદાન કરીને એમણે વારંવાર પોતાનું કૃપાબલ જણાવ્યું છે.



**કૃષ્ણનો આશ્રય શા માટે ?**

બંને પાસાં વિચારતાં મનુષ્યે - જીવમાત્રે શ્રીકૃષ્ણનો આશ્રય કરવો જોઈએ. એક તો એટલા માટે કે એને બીજો કોઈ આશ્રય છે જ નહીં. કહેવાતા - દેખાતા આધારો-અવલંબનો માત્ર દેખાવના જ છે, આભાસ માત્ર છે. અને બીજું એ કે શ્રીકૃષ્ણ જ સર્વોત્તમ, સર્વેશ્વર છે માટે એમનો આશ્રય છોડીને અન્યનો આશ્રય શા માટે લેવો ? આ બંને પાસાંઓને વિસ્તારથી વિચારીએ.

**સાધનાશ્રય**

**સાધનો ઔર નહીં યા કલિમેં, જાસુ હોય નિબેરો.**

શ્રી સૂરદાસજીના આ ઉદ્ગારો એમના સમગ્ર જીવન દર્શનનો નિચોડ છે. જીવના ઉદ્ધારના સાધનો, ઉપાયો દેખાય છે ખરા પરંતુ એ સડી ગયેલા, ખખડી ગયેલા પુલ જેવા કહી શકાય. નદી પર પુલ દેખાય ખરો પરંતુ એના ભરોસે સામે પાર જવાનું સાહસ ન કરી શકાય. મધ્યમાં આવતાં જ એય તૂટી પડે અને તેના પર ચાલનારો ય પડે !

કર્મનો, કર્મમાર્ગનો આશ્રય કરનારો અધવચ્ચે ડૂબી શકે છે. નૃગ રાજાની ઘોષણા હતી કે આ પૃથ્વી પર જેટલા ધૂળના રજકણો છે, આકાશમાં જેટલા તારાઓ છે અને વરસાદમાં જેટલી જળની ધારાઓ પડે છે એટલી ગાયોનું મેં દાન કર્યું છે ! બધી જ ગાયો દૂધ દેનારી, યુવાન વયની, સીધી, સુંદર, સુલક્ષણા અને કપિલા ગાયો હતી. આ ગાયો ન્યાયપૂર્વકની ધનથી મેળવવામાં આવી હતી. આ ગાયોના શીંગડા પર સોનું મઢેલ હતું, ખરીઓમાં ચાંદી મઢેલી હતી. ગાયો, વસ્ત્ર, હાર અને અલંકારોથી સજાયેલી હતી તેમ જ તેની સાથે વાછરડાંઓ પણ હતા. વળી મેં ભૂમિ, સુવર્ણ, ઘર, ઘોડા, હાથી, કન્યાઓ વિ. અનેક દાન પણ કરેલાં છે. કેટલાય યજ્ઞો કર્યા છે. કૂવા, તળાવ ખોદાવવા જેવા અસંખ્ય કાર્યો કરેલા છે.

આવા મહાન દાનેશ્વરીનું પુણ્ય-અવલંબન કેટલું બધું સબળ અને સમૃદ્ધ કહેવાય ? આવા મહાન રાજાને અજાણતાં થયેલ એક અપરાધના કારણે કાંચડાંના શરીરમાં જન્મ લેવો પડ્યો એ કેવી વિડંબના ? એક તપસ્વી,

અપરિગ્રહી બ્રાહ્મણની ગાય ભૂલથી રાજાની ગાયોમાં ભળી ગઈ અને રાજાએ અજાણતાં જ એ ગાયનું દાન બીજા કોઈ બ્રાહ્મણને કરી દીધું ! રાજાને શાપ લાગ્યો અને રાજાનું આટલું બધું પુણ્ય પણ એને બચાવી ન શક્યું ! કર્મનો અને એમાંય અવિવેકીપણે કરેલા સકામ કર્મનો આશ્રય કેટલો સમર્થ છે તેનું આ ઉદાહરણ પર્યાપ્ત છે.

બર્હિષદ્ રાજા યજ્ઞમાં બહુ ઉત્સાહી હતા. એમણે યોગ અને યજ્ઞના પુણ્યબળે 'પ્રજાપતિ' પદ મેળવેલું. એમણે એક પછી એક એમ એટલા બધા યજ્ઞો કર્યા કે આખી પૃથ્વી પૂર્વાગ્ર દર્ભથી ઢંકાઈ ગઈ હતી ! આ કારણે તે એમને 'પ્રાચીન બર્હિ'નામ મળ્યું હતું. એમને આટલા યજ્ઞો બાદ પણ ચિત્તની શાંતિ સુલભ ન થઈ. દુઃખોની હાનિ અને સુખની પ્રાપ્તિરૂપ કલ્યાણની પ્રાપ્તિ કર્મના આશ્રયથી નહીં થાય એવા શ્રીનારદજીના ઉપદેશ બાદ એમની કર્મનિષ્ઠા વિલીન થઈ ગઈ.

જ્ઞાનનો આશ્રય પણ વિશ્વસનીય નથી. માયાના સહેજ ધક્કાથી જ્ઞાનીઓના જ્ઞાનદુર્ગ પણ પત્તાના મહેલની જેમ ધસી પડે છે. સપ્તશતીના આ પ્રસિદ્ધ શ્લોકનો ઉદ્ધરણ તરીકે ઉપયોગ શ્રી મહાપ્રભુજીએ પણ સંન્યાસ નિર્ણયમાં કર્યો છે.

**જ્ઞાનિનામપિ ચેતાંસિ દેવી ભગવતી હિ સા ।**
**બલાદાકૃષ્ય મોહાય મહામાયા પ્રયચ્છતિ ॥**

દેવી ભગવતી મહામાયા જ્ઞાનીઓના ય ચિત્તને બળપૂર્વક ખેંચીને મોહમાં નાખી દે છે. શ્રી નારદજી જેવી દેવર્ષિ પણ મહામાયાના પ્રભાવમાં આવીને રાજકન્યા સાથે પરણવા તૈયાર થયા, ભગવાને વાનરરૂપ આપ્યું હોવાથી એમનો મનોરથ સફળ ન થયો અને એમણે ક્રોધમાં ભગવાનને પત્નીવિયોગનો શાપ આપ્યો એ કથા સર્વવિદિત છે.

કેવળ ફોતરાં ખાંડનારને કાંઈ ફલ મળતું નથી, કેવળ પરિશ્રમ જ સાંપડે છે એમ કલ્યાણકારી ભગવદ્ ભક્તિનો ત્યાગ કરીને જ જ્ઞાન માટે પ્રયાસ કરે છે તેને કેવળ પરિશ્રમ જ સાંપડે છે.



કર્મ વિ. સાધનો ભગવાનનો સાક્ષાત્કાર કરાવવા માટે સમર્થ રહ્યાં નથી એમ નહીં, તે સમર્થ નથી જ. મનુષ્યનો ઉત્તમ કુળમાં જન્મ હોય, તેણે વેદોક્ત કર્મો કરેલા હોય, તેની પાસે દેવો જેટલું દીર્ઘ આયુષ્ય હોય, શાસ્ત્રોનું અધ્યયન હોય, તપસ્યા હોય, વાણીનો વિલાસ હોય, અનેક વિષયોમાં ધ્યાન આપી શકતી નિપુણ બુદ્ધિ હોય, બળવાન શરીર હોય અને બળવાન ઈન્દ્રિયો હોય તો ય આ બધું શા કામનું ?

**કિં વા યોગેન સાંખ્યેન ન્યાસસ્વાધ્યાયયોરપિ ।**
**કિં વા શ્રેયોભિરન્યૈશ્ચ ન યત્રાત્મપ્રદો હરિઃ ॥**

પ્રાણાયામ વિ. યોગ શા કામના ? આત્મજ્ઞાન અને વેદાભ્યાસનો શો અર્થ ? અનેક વ્રતો કે સંન્યાસનો ય શો અર્થ ? જો આ બધાથી ય ભગવાન ન મળતા હોય, ભગવદ્ દર્શન ન થતાં હોય તો એ શા કામના ?

શિક્ષાપત્રમાં શ્રીહરિરાયજી સમજાવે છે કે,

**જ્ઞાનં સકલદોષાણાં દાહકં પરિકીર્તિતમ્ ।**
**તથાપિ ન પ્રભોઃ પ્રાદુર્ભાવે યત્પ્રતિબંધકમ્ ॥**

શાસ્ત્રો કહે છે કે, જ્ઞાન અગ્નિ છે. અગ્નિ જેમ પદાર્થોના સકલ દોષોને બાળીને ભસ્મીભૂત કરી દે છે તે જ્ઞાનાગ્નિ પણ જીવના બધા બાહ્ય તેમજ આંતરિક દોષોને બાળીને ભસ્મ તો કરી દે છે પરંતુ ભગવાનના પ્રકટ થવામાં જે જે પ્રતિબંધો છે તેનો નાશ કરી શકતું નથી. માટે ભાવ (પ્રેમ) અને જ્ઞાન આ બે સાધનોમાં જ્ઞાન ન્યૂન માનવામાં આવેલ છે.

જેમ કર્મ, યોગ આદિ સાધનનો આશ્રય કરવો યોગ્ય નથી એ ઈન્દ્રાદિ દેવોનો આશ્રય કરવોય યોગ્ય નથી. દેવો મહાપ્રયાસના ફલમાં અલ્પ સુખનું દાન કરે છે અને એમની પ્રસન્નતા પણ સંદિગ્ધ હોય છે. દેવોથી સાંપડતા ફળ ક્ષણભંગુર અને એમની પ્રસન્નતા ય ક્ષણભંગુર ! વર્ષોથી વ્રજવાસીઓ ઈન્દ્રની પૂજા કરતા અને ઈન્દ્રદેવતા પ્રસન્ન રહેતા પરંતુ એક વાર એમણે ઈન્દ્રયાગ ન કર્યો અને ઈન્દ્ર દેવે પ્રલય કરનાર સાંવર્તક મેઘને વ્રજનો વિનાશ કરવા માટે

મોકલી આપ્યા !

કર્મ આદિ સાધનો જડ છે, સ્વભાવબદ્ધ છે તેથી પોતાના સ્વભાવને અનુરૂપ જ ફલ પ્રદાન કરે છે. કર્તા કર્મમાં ભૂલ કરે, વિધિ ઓછીવત્તી કરે તો ફલની પ્રાપ્તિમાં પણ જોખમ ઊભું થાય છે. ક્યારેક તો વિપરીત ફલ પણ સાંપડી શકે છે ! તો દેવોય પ્રાકૃત છે. પ્રકૃતિથી પરતંત્ર છે. એ પણ એમના સ્વભાવને આધીન રહીને તામસ, રાજસ કે સાત્વિક ફલ આપશે, ઉપાસકના સાધનને ધ્યાનમાં રાખીને ફળ આપશે. ન ઓછું, ન વધારે !

પરબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણ સિવાય બધા જ જડ, ચેતન પરતંત્ર છે. કોઈ કાળને આધીન, કોઈ કર્મને આધીન તો કોઈ સ્વભાવને આધીન. કોઈ સાત્વિક પ્રકૃતિના, કોઈ રાજસ્ પ્રકૃતિના તો કોઈ તામસ પ્રકૃતિના.

વળી, દેવોમાં સ્વભાવજન્ય દોષોય ખરા. કોઈ ને ક્રોધ વધારે તો કોઈનામાં અહંકાર વધારે. ભગવાનના એ અંગ હોવાથી એમનામાં શક્તિ તો ખરી પણ સીમિતશક્તિ. અંગમાં શક્તિ હોય ખરી પણ એ વસ્તુતઃ તો અંગીની શક્તિ છે, અંગી દ્વારા નિયંત્રિત અને નિશ્ચિત શક્તિ. કોઈ પણ અંગ સ્વતંત્ર નથી એ અંગીની ઈચ્છા અનુસાર કાર્ય કરે છે. માટે અંગનો કે અંશનો આશ્રય ન કરતાં અંગી-અંશીનો આશ્રય કરવો.

**બ્રહ્માદિ દેવો 'કૃષ્ણ'માં**

મોટા મોટા દેવો પણ શ્રીકૃષ્ણમાં સમાય છે એનું પ્રમાણ બ્રહ્મવૈવર્તપુરાણમાંથી સાંપડે છે.

**બ્રહ્મણઃ વાચકઃ કોડયમૃકારોડનંતવાચકઃ ।**
**શિવશ્ચ વાચકઃ ષશ્ચ નકારો ધર્મવાચકઃ ॥**
**અકારો વિષ્ણુવચનઃ શ્વેતદ્વીપનિવાસિનઃ ।**
**નરનારાયણાર્થસ્ય વિસર્ગો વાચકઃ સ્મૃતઃ ॥**

શ્રીકૃષ્ણના નામમાં જે 'ક' છે તે બ્રહ્માજીનો નિર્દેશ કરે છે, જે 'ર'કાર



છે તે શેષનાગ-અનંતનું સૂચન કરે છે. "ષ"નો અર્થ શિવજી અને 'ન (ણ)નો અર્થ છે ધર્મ. કૃષ્ણ નામના અંતે જે ':' વિસર્ગના બે બિંદુઓ છે તે ભગવાન નર અને નારાયણના વાચક છે. આમ સૃષ્ટિના મહત્વના બધાય દેવોનો શ્રીકૃષ્ણમાં સમાવેશ થઈ જાય છે.

જ્યારે દેશ, કાલ આદિ સર્વ સાધનો - કર્મ અંગોનું તિરોધાન થઈ ચૂક્યું હોય ત્યારે દૈવી જીવનો કોઈ આશ્રય જ નથી.

**અજ્ઞ અને અલ્પનો આશ્રય.**

ભગવદાશ્રય છોડીને અજ્ઞ અને અલ્પનો આશ્રય કરે એનો સર્વનાશ થાય છે. આ વિષયમાં યદુકુળ સ્વયં ઉદાહરણ છે. કથા અતિપ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણના જ પુત્ર સાંબને કેટલાક ઉદ્ધત યાદવકુમારો સ્ત્રીનો વેષ પહેરાવીને વિશ્વામિત્ર, ભૃગુ, અંગિરા, દુર્વાસા, અત્રિ, વસિષ્ઠ, નારદાદિ મહાન ઋષિઓના સમાજમાં લઈ ગયા. ઋષિઓને પ્રશ્ન કર્યો કે, "આને પુત્ર થશે કે પુત્રી ?"

ઋષિઓ તો મહાજ્ઞાનીઓ હતા. એ આ મજાકથી છંછેડાઈ ગયા. ક્રોધમાં એમણે શાપ આપ્યો કે, "હે મૂર્ખાઓ ! આ એક એવા મૂસળને જન્મ આપશે કે જેના વડે તમારા કૂળનો વિનાશ થશે !"

યાદવકુમારોને આવા ગંભીર પરિણામની કલ્પના ન હતી. તેઓ ગભરાઈ ઊઠ્યા ! પસ્તાવા લાગ્યા. તેઓએ બીજી ગંભીર ભૂલ એ કરી કે ભગવાન પાસે જવાને બદલે એ લોહમૂશળ લઈને રાજા ઉગ્રસેન પાસે ગયા. પૂર્ણ પુરૂષોત્તમનો આશ્રય કરવાને બદલે એક પૌરૂષહીન રાજા પાસે જઈને આ સમસ્યાનું સમાધાન પૂછ્યું. રાજા ઉગ્રસેન પ્રાકૃત બુદ્ધિનો મનુષ્ય. પ્રાકૃત બુદ્ધિને પ્રાકૃત ઉપાય જ સૂઝે ને ! રાજાએ મૂસળના ચૂરેચૂરા કરાવી દીધા ! લોખંડનો ભૂકો અને છેલ્લે વધેલો ટુકડો સમુદ્રમાં ફેંકાવી દીધા. આમ છતાં જે શાપ હતો તે પ્રમાણે થયું જ. જો કે જે થયું છે તે ભગવદીચ્છાથી થયું છે તેમ છતાં આમાંથી એટલો બોધ તો સાંપડે જ છે કે મનુષ્યના સ્વભાવમાં કેવી વિચિત્રતા છે ! સર્વજ્ઞ પરમાત્મા સુલભ હોવા છતાં યાદવોએ અજ્ઞ એવા

રાજાનો આશ્રય કર્યો ! સર્વશક્તિમાન શ્રીકૃષ્ણના શરણે જવાને બદલે સાવ અસમર્થ ઉગ્રસેનના શરણે ગયા !

**કૃષ્ણાશ્રય**

આખા કૃષ્ણાશ્રય સ્તોત્રનો કેન્દ્રિય વિચાર આ જ છે. જો તમને સંપૂર્ણનો આશ્રય સુલભ થતો હોય તો અપૂર્ણનો આશ્રય શા માટે કરવો ?

જો તમને સર્વોત્તમનો આશ્રય મળ્યો હોય કે મળી શકતો હોય તો સાધારણના આશરે કેમ પડી રહેવું ?

જો પરમનું શરણ સુલભ થતું હોય તો પામરના શરણે શા માટે જવું ?

જે અલ્પ છે તે અનંત સુખ આપી નહીં શકે.

**યો વૈ ભૂમા તત્સુખં, નાલ્પે સુખમસ્તિ.**

શ્રીકૃષ્ણ અનંત છે તે અનંત સુખ આપશે. શ્રીકૃષ્ણ સર્વસમર્થ છે તેથી તે જે ધાર્યું છે તે આપશે જ (ભલે તમારો અધિકાર ન હોય) શ્રીકૃષ્ણ આનંદના મહા સાગર છે. જો એ મહાસાગરમાં સમર્પિત થઈ જવાનું સૌભાગ્ય સુલભ થતું હોય તો ક્ષુદ્ર ખાબોચિયાઓને આપણી જીવનધારાનું લક્ષ્ય શા માટે બનાવીએ ? ચાલો, વિરાટને સમર્પિત થઈને કૃતાર્થ થઈએ !

ભક્તને તો અન્યનો આશ્રય છે જ નહીં !

**મેરો મન અનત કહા સચુ પાવૈ ।**
**જૈસે ઉડે જહાજ કો પંછી ફિરિ જહાજ પર આવૈ ॥**
**કમલનૈનકો છાંડિ મહાતમ, ઔર દેવકો ધાવૈ ?**
**પરમ ગંગકો છાંડિ પિયાસો, દુર્મતિ કૂપ ખનાવૈ ॥**
**જિન મધુકર અંબુજ રસ ચાખ્યો, ક્યોં કરીલ કલ ખાવૈ ।**
**'સૂરદાસ' પ્રભુ કામધેનુ તજિ, છેરી કૌન દુ હાવૈ ??**

વિદેશ યાત્રા પર નીકળેલા, મહાસાગરની સામે પાર જઈ એક જહાજ પરનું પક્ષી જહાજ પરથી ઊડે, એની પાંખમાં હોય ત્યાં સુધી દૂર દૂર જાય પણ ચોતરફ જળ જ જળ છે. હવે એ જહાજનું પક્ષી જશે ક્યાં ? એને બીજો આશ્રય



છે ક્યાં ? એની પાસે વિકલ્પ જ નથી.

ભગવાનના અનન્ય ભક્તની આ જ સ્થિતિ છે. એને ભગવાન સિવાય બીજો આશ્રય જ નથી. ચોતરફ સંસારનો મહાસાગર છે. સાગર એનો આશ્રય નથી, એની ગતિ નથી. ભક્તનું મન સંસારના ચકરાવા લે તો ય એને પુનઃ ભગવાનના શરણે આવ્યે જ છૂટકો.

વળી માની લો કે બીજા વિકલ્પો છે. તોય તે ભગવાનથી તો હીન જ છે. જેમકે ગંગાજીના કિનારે કોઈને તૃષા લાગી હોય તો એ ગંગાજલ તજીને કૂવાનું જળ શા માટે પીએ ? કૂવો ખોદવામાં ય ભારે પરિશ્રમ અને જળ તો સાધારણ જળ. એની ગંગાજી સાથે તુલના શી રીતે થાય ? કમલનાં મકરંદનું રસપાન કરનાર ભમરો કાંટાળા વૃક્ષના ફળોની કામના કેમ રાખે ? જેના ઘરના આંગણે કામધેનુ ગાય દૂઝતી હોય એ બકરીને દોહવાનો મોહ ન જ રાખે એ સ્વાભાવિક છે. એ જ રીતે સર્વોત્તમ સર્વેશ્વર, રસેશ્વર શ્રી કૃષ્ણ ભગવાનને છોડીને અન્ય અંશરૂપ દેવોનો આશ્રય કરવાનો વિચાર ભક્તોને ન જ આવે. આશ્રયનો વિકલ્પ હોય કે ન હોય ભક્તોને તો કૃષ્ણ જ ગતિ છે, શરણ છે.

**આશ્રયનું સ્વરૂપ અને ભેદ**

(**તત્ સ્વરૂપં ચ તત્ર સર્વથા સર્વદા ભગવચ્છરણ ગમનાત્મકં સિદ્ધમ્ વિ.વ્ર.**) સર્વકાલે સર્વપ્રકારે ભગવાનના શરણે જવું એ જ ભગવદાશ્રય એમ પ્રતિપાદન કર્યું. આ આશ્રયના ત્રણ ભેદ પણ સમજાવ્યા. કાયિક આશ્રય, વાચિક આશ્રય અને માનસિક આશ્રય.

**૧. માનસં શરણં ભાવનાત્મકં ભવતિ** ભક્ત પોતાના હૃદયમાં સતત ભાવના કરતો રહે કે હું ભગવાનના શરણે છું એ માનસિક આશ્રય છે.

વિવેક ધૈર્યાશ્રય ગ્રંથમાં શ્રીમહાપ્રભુજી આવી માનસી તેમજ વાચિકી શરણાગતિનું અનુસંધાન કરવાની આજ્ઞા કરે જ છે... **સર્વાર્થે શરણં હરિઃ ॥ એવં ચિત્તે સદા ભાવ્યો વાચા ચ પરિકીર્તયેત્ ॥** અંતઃકરણમાં જડતો હોય કે જ્ઞાન હોય પણ શ્રીહરિના શરણભાવના ચિત્તમાં સદા ભાવના કરતા રહેવું.

એક ક્ષણ માટે પણ જો ચિત્તમાં ભગવાનનું અનુસંધાન ન રહે તો આપણામાં આસુર ભાવનો પ્રવેશ થઈ જશે.

ચિત્તમાં સતત 'હું શ્રીહરિના શરણે છું'એ ભાવના ધારણ કરી રાખવી એ માનસિક શરણ - ભગવાનનો માનસિક આશ્રય છે.

૨. **કાયિકં તદ્ધૈર્યેણ સિદ્ધયતિ** ભક્ત પોતાને ભોગવવા પડતા આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિ દૈવિક દુ:ખોને સહન કરે છે તે એની કાયિક શરણાગતિ, કાયિક આશ્રય છે.

કાયાથી ભગવાનની સેવા કરવી એ શરણભાવની કાયિક અભિવ્યક્તિ છે. શરણમંત્રનો જાપ કરે પણ પોતાના દેહનો ભગવાનની સેવામાં ઉપયોગ ન કરે તો તેની ભક્તિ અપૂર્ણ છે.

૩. **વાચનિકં તુ પ્રાર્થનારૂપમ્** ભક્ત ભગવાનને પ્રાર્થના કરે છે ત્યારે એ વાણીથી પણ તેમનો આશ્રય સ્વીકારે છે. **પ્રપન્નં પાહિ માં પ્રભો** હે પ્રભુ ! હું શરણે આવેલ છું, મારી રક્ષા કરો ઈત્યાદિ આર્ત વચન ભક્તનો વાચિક ભગવદાશ્રય છે.

ભગવાનની સેવા જેમ કાયિક, વાચિક માનસિક રીતે કરી શકાય છે તેમ ભગવાનનું શરણ પણ આ ત્રણ પ્રકારે દઢ થાય છે. વૈષ્ણવે આ ત્રણે ઉપાય કરવા જોઈએ, તેમજ સમજવું જોઈએ કે, આ ત્રણે પ્રકારના આશ્રય ભગવાનની કૃપા થાય તો જ શક્ય બને છે.

**શરણભાવની વાચિક અભિવ્યક્તિ : "કૃષ્ણાશ્રય"**

વિવેકધૈર્યાશ્રય ગ્રંથમાં આ પ્રકારની શરણાગતિનું નિરૂપણ કરીને એમાંય સર્વથી સરળ, ભક્તિ વિ. માર્ગો જેટલીય દુ:સાધ્ય નહીં એવી વાચિક શરણાગતિ - વાચિક આશ્રય રૂપ શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથનું નિરૂપણ કરીને શ્રી મહાપ્રભુજીએ ભક્તો નો વર્તમાન દેશ-કાળને અનુરૂપ સર્વોત્તમ સાધનનું પ્રદાન કર્યું છે.

શરણભાવની દઢતા અને ગંભીરતા માટે તેનું પુન: પુન: વાચિક અનુસંધાન પણ આવશ્યક છે. આ કારણે તો અષ્ટાક્ષર મહામંત્રમાં પણ



'શરણ'નું ય અનુસંધાન છે. નવરત્ન સ્તોત્રના અંતમાં 'શ્રીકૃષ્ણ શરણં મમ' મંત્રને સદા બોલતા રહેવાની આજ્ઞા છે. કદાચિત્ અંત:કરણમાં શરણભાવ સ્થિર ન ય થયો હોય તો પણ વાણીમાં શરણ ભાવનું ઉચ્ચારણ કરતા જવું. વાણીમાં ય શરણભાવ ઉચ્ચરિત થતો રહેશે તો આસુરાવેશથી બચાશે અને પ્રભુ પ્રસન્ન થશે.

**કૃષ્ણ આશ્રયના ૧૦ પ્રકાર**

અત્યારે કલિકાલ છે. જીવના સ્વઉદ્ધાર માટેના સાધન પણ સાધક રહ્યાં નથી. સાધનના ૬ પ્રકારો - કાળ, દેશ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ. આ છએની અસાધકતા દર્શાવવા માટે પહેલા છ શ્લોકો કહ્યા. ભક્તોને માટે ભગવાન જ સર્વ પુરૂષાર્થરૂપ છે.

પુરુષાર્થ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પ્રકારના છે. એ માટે ૭ થી ૧૦ સુધીના ૪ શ્લોક કહ્યા. બીજા શબ્દોમાં કહીએ તો ૧ થી ૬ શ્લોકોમાં દર્શાવ્યું કે ભગવાન જ ભક્તના સાધનરૂપ છે અને ૭ થી ૧૦ શ્લોકોમાં દર્શાવ્યું કે ભગવાન જ ભકતના પુરુષાર્થ રૂપ છે.

વળી, **'દશલીલાનિરૂપ્ય, દશવિધભક્ત સેવ્ય ઈતિ'** ભગવાનનું, શ્રીમદ્ ભાગવતજીમાં સર્ગ, વિસર્ગ, સ્થાન પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એમ દશ લીલાઓ વડે નિરૂપણ થયેલ છે - એ શ્રીકૃષ્ણનો આશ્રય એમ સમજાવવા માટે ૧૦ શ્લોકો કહ્યા. ભગવાનના ભક્તો પણ સાત્વિક આદિ ભેદથી ૧૦ પ્રકારના છે, (૧) સાત્વિક સાત્વિક, (૨) સાત્વિક રાજસ, (૩) સાત્વિક તામસ, (૪) રાજસ રાજસ, (૫) રાજસ સાત્વિક, (૬) રાજસ તામસ, (૭) તામસ તામસ, (૮) તામસ રાજસ, (૯) તામસ સાત્વિક અને (૧૦) નિર્ગુણ એમ દશ પ્રકારના ભક્તોએ શ્રીકૃષ્ણનો જ આશ્રય કરવો જોઈએ એ માટે ૧૦ શ્લોકો કહ્યા. પ્રાણના પ્રકાર ૧૦ છે. એનાથી શરીરના બધા કાર્યો થાય છે એમ શ્રીકૃષ્ણના આશ્રયથી જ બધું થાય છે દર્શાવવા દસ શ્લોકો કહ્યા.

અગિયારમાં શ્લોક ફલશ્રુતિનો છે. (પ્ર.ક.)

## ૪. કાળની અસાધકતા

ધર્મસાધનના ૬ અંગોમાં કાળ સૌથી મુખ્ય અંગ છે માટે સૌથી પ્રથમ કાળનું અસાધકપણું બતાવે છે. ભગવાનની ભક્તિ કરવામાં કાળ-કલિકાલ હોવાથી સહાયક તો નથી જ થતો ઉલટાનો વિઘ્ન કરનારો બને છે કેમ કે કલિનો સ્વભાવ જ અધર્મ તરફનો છે. કલિ અધર્મનો મિત્ર છે. મિત્ર એને જ કહેવાય, જે મિત્રનું હિત કરે. કલિ એને જ સહાય કરશે જે અધર્મ ઈચ્છે, ભગવાનથી વિમુખ જવા ઇચ્છે.

**સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ ।**
**પાખંડ પ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ ॥૧॥**

સર્વ માર્ગોનો નાશ થયો હોવાથી, ખલધર્મવાળો કલિકાળ હોવાથી અને લોક પાખંડથી ભરપૂર હોવાથી શ્રીકૃષ્ણ જ મારો આશ્રય છે.

**ખલધર્મ**

કલિનો ધર્મ ખલધર્મ છે. ખલધર્મ એટલે અંતર્દુષ્ટતાવાળો ધર્મ. અંતર્દુષ્ટ હોય એ સત્કર્મમાં, સદ્ધર્મમાં વિઘ્ન કરે જ. બહાર ધર્મનો આભાસ અને અંદર દોષગ્રસ્ત ધર્મ એ ખલધર્મનું સ્વરૂપ છે.

કલિયુગમાં ધર્મનું શુદ્ધ સ્વરૂપ દુર્લભ છે. દંભપૂર્ણ યજ્ઞ, દાન, તપ જેવા આચરણો, શ્રદ્ધા વિનાના તેમજ શાસ્ત્રનિષ્ઠા વિનાના, ક્યારેક તો દેખાદેખીથી આચરાયેલ ધર્મ, અત્યંત તૃષ્ણાપૂર્વક ભગવાન સાથે સીધી સોદાબાજી જ હોય એવા ધર્મ લક્ષણો કલિયુગમાં સ્વાભાવિક દેખાય છે.

ક્યાંક **ખરધર્મિણિ** એવો ય પાઠ છે. ખર એટલે રૌદ્ર, કઠોર, ક્રૂર (વિ. ૨) ધર્મ, કલિયુગમાં ધર્મમાં સહિષ્ણુતા અને ઋજુતા રહી નથી એમ સૂચવાય છે. ખરધર્મનો એક અર્થ છે દુઃસહ ચેષ્ટાવાળો (પ્ર.ક.). કલિયુગની કૃતિ દુઃસહ છે. ધર્મને તેમજ ધર્માચરણ કરનારાઓને તે પીડે છે. પરીક્ષિતે જોયું હતું કે કલિએ ધર્મના તપ, દયા અને પવિત્રતા એ ત્રણ ચરણોને ભાંગી નાખ્યા હતા. આવા વિષમ, દુઃસહ કલિકાલમાં શ્રીકૃષ્ણ જ આશ્રય હો !



દુર્યોધનો હિ કલેરવતારઃ (સુબો.)

કલિયુગના જેટલા લક્ષણો શાસ્ત્રમાં વર્ણન કરવામાં આવ્યા છે તે બધાં દુર્યોધનના વ્યક્તિત્વમાં સાર્થક થતા જોવા મળે છે. એણે ભગવાનના ઐશ્વર્યને જાણ્યા બાદ પણ એમના શરણે જવાનો ઈન્કાર કરી દીધો હતો. તેણે ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે,

**ભગવાન્ દેવકીપુત્રો લોકાંશ્ચેન્નિહનિષ્યતિ ।**
**પ્રવદન્નર્જુને સખ્યં નાહં ગચ્છેઽદ્ય કેશવમ્ ॥**

હું માની લઉં છું કે શ્રીકૃષ્ણ ભગવાન છે અને તે ઇચ્છામાત્રથી આખા જગતનો સંહાર કરી શકે છે તેમ છતાં તે અર્જુનના મિત્ર છે તે કારણે હું એમના શરણે નહીં જાઉં.

શ્રીકૃષ્ણ ગીતાજીમાં બોલ્યા છે એ કેટલું વાસ્તવિક લાગે છે ! એમણે કહ્યું હતું કે માયા દ્વારા જેમનું જ્ઞાન હરાયેલું છે અને જેમણે આસુરી સ્વભાવને ધારણ કરેલ છે એવા નરાધમો, દુષ્ટ કર્મ કરનારા મૂઢ જીવો મારી શરણે આવતા નથી."

**કલિપ્રભાવ**

કલિના પ્રભાવનું વર્ણન શ્રીનારદજીએ કર્યું છે. "હું પુષ્કર, પ્રયાગ, કાશી વિ. અનેક તીર્થોમાં ભટકતો રહ્યો પરંતુ મારા મનને સંતોષ થાય એવી શાંતિ ક્યાંય ના મળી. અધર્મના સહાયક કલિયુગે આખી પૃથ્વીને દૂષિત કરી નાખી છે. હવે અહીં સત્ય, તપ, અંદર અને બહારની પવિત્રતા, દયા અને દાન કાંઈ જ નથી. જીવો બિચારા થઈને પેટ ભરવામાં જ લાગ્યા છે. પ્રાયઃ બધા જુઠ્ઠા, આળસુ, મંદ બુદ્ધિના, ભાગ્યહીન અને ઉપદ્રવોમાં ફસાયેલા જ જોવા મળે છે. કહેવાતા સાધુસંતો વાસ્તવમાં તો પાખંડીઓ છે. તેઓ દેખાય છે વિરક્ત પણ એમના કરતાં તો સંસારીઓ સારા. મહાત્માઓની આશ્રમ, તીર્થ અને પાવન સરિતાઓ પર યવનોનો અધિકાર થઈ ગયો છે. તે દુષ્ટોએ અનેક દેવાલયો, તીર્થધામો નષ્ટ કરી નાખ્યા છે." નારદજીએ અત્યંત વેદનાપૂર્વક કહ્યું છે કે **"ન યોગી નૈવ સિદ્ધો વા ન જ્ઞાની સત્ક્રિયો નરઃ ।**

કલિદાવાનલેનાદ્ય સાધનં ભસ્મતાં ગતમ્ ॥" હમણાં તો અહીં નથી કોઈ યોગી, નથી સિદ્ધ. નથી કોઈ જ્ઞાની કે નથી સત્કર્મ કરનારા. બધા જ શ્રેયસ્કર સાધનો કલિનો દાવાનળમાં બળીને ભસ્મ થઈ ગયા છે. વિદ્યાવાને વિદ્યાનો, અન્નવાળાએ અન્નનો અને રૂપવાને રૂપનો વિક્રમ કરવા માંડ્યો છે. આ ભયાનક કલિયુગ છે. સદાચાર, યોગમાર્ગ અને તપ વિ. બધું જ લુપ્ત થઈ ગયું છે. શઠતા અને દુષ્ટતાને લીધે માનવી જાણે કે અઘાસુર થઈ ગયો છે !"

કલિ અધર્મનો બાંધવ છે. તે જેની અંદર પ્રવેશે, તેની પાછળ પાછળ લોભ, અસત્ય, ચોરી, દુર્જનતા, સ્વધર્મ ત્યાગ, દરિદ્રતા, કપટ, કલહ અને દંભ - આ બધો અધર્મસમુદાય ખાસ પ્રવેશે છે. જુગાર, નશીલાપીણાં, દુરાચારી સ્ત્રી (પુરુષો) હિંસાવૃત્તિ અને અન્યાયપ્રાપ્ત દ્રવ્યમાં એ વસે છે. જુગારમાં અસત્ય, નશામાં મદ, સ્ત્રીઓમાં કામ, હિંસામાં તજોગુણ અને સુવર્ણમાં એ વૈર રૂપે રહે છે. કલ્યાણ ઈચ્છનારાએ આ બધાથી દૂર રહેવું જોઈએ.

**કલિનો ગુણ**

કલિયુગમાં આટલી બધી દુષ્ટતા હોવા છતાં તેમાં જીવોનો ઉદ્ધાર કેવી રીતે થશે એમ શંકા રાખવાની જરૂર નથી. ભગવાનની કૃપા પર વિશ્વાસ રાખીને ભક્તિ રતિ પથ પર ચાલનારા ભક્તને કલિ બાધક થતો નથી. કેમ કે **અનુગ્રહઃ પુષ્ટિમાર્ગે નિયામક ઈતિ સ્થિતિઃ (સિ.મુ.)** આ માર્ગમાં તો ભગવાનની કૃપા જ નિયામક છે.

વળી કલિમાં ભક્તને અનુકૂળ થવાનો ગુણ પણ છે.

**યત્ફલં નાસ્તિ તવસા ન યોગેન સમાધિના ।**
**તત્ફલં લભતે સમ્યક્ કલૌ કેશવકીર્તનાત્ ॥**

તપ, યોગસમાધિમાં જે ફલ મળતું નથી તે કલિયુગમાં શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી મળે છે. કલિ ભલે દોષોનો ભંડાર હોય પણ એનો એક ગુણ એ છે કે શ્રીકૃષ્ણના માત્ર કીર્તનથી જીવ સર્વ બંધનોમાંથી મુક્ત થઈ જાય છે. આ કલિકાલમાં ભગવાન તરફ વળવું મુશ્કેલ છે પણ જો કોઈ જીવ ભક્તિ કરે તો



તેને તુરંત ફલ સાંપડે છે. **કુશલાન્યાશુ સિદ્ધયન્તિ નેતરાણિ કૃતાનિ ચ** પુણ્ય, મંગલકર્મોનો સંકલ્પ કરતાં જ તે સિદ્ધ થઈ જાય છે.

**પાખંડની પ્રચૂરતા**

આખો સંસાર પાખંડ પ્રચૂર થઈ ગયો છે. પરિણામે પુરૂષાર્થ સિદ્ધિ અસંભવ થઈ ગઈ છે.

વેદધર્મથી વિરૂદ્ધ હોવું **'વેદવિરૂદ્ધત્વં પાષંડત્વમ્'** એ પાખંડ. (ટિ.ગો.)

પૃથુચરિત્રમાં એવી કથા છે કે પૃથુરાજાએ સો અશ્વમેઘ યજ્ઞો કરવાની દીક્ષા લીધી. એમાં જ્યારે અંતિમ યજ્ઞ થઈ રહ્યો હતો ત્યારે ઈન્દ્રે ગુપ્તરૂપે યજ્ઞના અશ્વનું હરણ કરી લીધું. તે સમયે ઈન્દ્રે પોતાના રક્ષણ માટે કવચરૂપે પાખંડવેષ ધારણ કરી લીધો હતો. **યોડધર્મે ધર્મવિભ્રમઃ** પાખંડને લીધે અધર્મમાં ધર્મનો ભ્રમ થાય છે. પાપી પુરૂષ પણ ધર્માત્મા લાગે છે. માથે જટા અને શરીરે ભસ્મ ચોળીને બેઠેલા ઈન્દ્ર મૂર્તિમાન ધર્મ લાગતો હતો. પૃથુના મહારથી પુત્રથી બચવા ઈન્દ્રે જેટલા રૂપો ધારણ કર્યા અને છોડી દીધા તે બધા **તાનિ પાપસ્ય ખંડાનિ લિંગં ખંડમિહોચ્યતે** પાપના ખંડ (ચિહ્નો) કહેવાયા. પાપના ખંડ એટલે પાખંડ. નગ્ન રહેવું, કાપાલિક આચારોનું આચરણ એ બધુંય ધર્માચરણ મનાવા લાગ્યું. આવા પાખંડ પણ આ કલિકાળમાં અત્યંત વૃદ્ધિ પામ્યા છે.

**લખિ સુબેષ જગ બંચક જેઉ । બેષ પ્રતાપ પૂજિઅહિં તેઉ ॥**
**ઉઘરહિ અંત ન હોઈ નિબાહુ । કાલનેમિ જિમિ રાવન રાહૂ ॥**

સંત તુલસીદાસજી લખે છે કે પાખંડ પરનો પડદો વધુ સમય ટકતો નથી. સાધુતાનો વેષ હોવાથી ઠગ લોકો, પાખંડીઓ જગતમાં પૂજાય તો છે પરંતુ કોઈને કોઈ દિવસે એમનું રહસ્ય ખુલી જ જાય છે. દંભપાખંડનો લાંબો સમય નિર્વાહ થઈ શકે નહીં, અંતમાં એમની દશા કાલનેમિ, રાવણ અને રાહુના જેવી જ થાય છે.

ચેલે લાવે માંગ કર, બેઠા ખાયે મહંત ।
રામ ભજન કા નામ હૈ, પેટ ભરન કા પંથ ॥

ચેલાઓ ભિક્ષા-દાનભેટ વિ. માગી લાવે અને ગુરૂ બેઠા બેઠા આરોગે ! ભજનનું તો ખાલી નામ છે બાકી તો પેટ ભરવાના પંથ છે.

**સર્વમાર્ગોનો નાશ**

કલિના પ્રભાવથી સર્વમાર્ગ નષ્ટ થઈ ગયા છે. સર્વમાર્ગ એટલે કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, ઉપાસના માર્ગ વિ. માર્ગો. **મૃગ્યન્તે તત્ તત્ ફલાર્થિભિઃ ઈતિ માર્ગા ઈષ્ટ પ્રાપ્ત્યુપાયાઃ (વિ. ૨)** પોતપોતાના અધિકાર અનુસાર જે જે સાધક જે જે ફળની કામના રાખીને તે અભીષ્ટ ફલપ્રાપ્તિ માટે જે જે ઉપાયો કરે છે તે માર્ગ કહેવાય છે.

કર્મમાર્ગનો નાશ પાખંડથી થઈ ગયો. યજ્ઞ વિ. આધ્યાત્મિક સત્કર્મો નિષ્કામભાવે કોઈ કરે તો તે ચિત્તની શુદ્ધિરૂપ ફલ અવશ્ય પ્રાપ્ત થાય. આ ચિત્તશુદ્ધિ થતાં જઃ અંતઃકરણની પ્રસન્નતારૂપ આત્મસુખ સાંપડે છે. વેદોનો આ જ મત છે આ આત્મસુખ જ 'સ્વર્ગ' કહેવાય છે. સ્વર્ગસુખ એટલે

**યન્ન દુઃખેન સંભિન્નં ન ચ ગ્રસ્તમનંતરમ્ ।**
**અભિલાષોપનીતં ચ તત્સુખં સ્વઃ પદાસ્પદમ્ ॥**

જે સુખ, દુઃખથી ભેદાયેલું ન હોય. દુઃખથી આગળ જતાં ય નષ્ટ ન થવાનું હોય અને પોતાની અભિલાષા અનુસાર હોય તે સુખને સ્વર્ગસુખ કહે છે.

કર્મમાર્ગમાં પાખંડનો પ્રવેશી થયો એટલે 'સ્વર્ગ' શબ્દનો 'લોક' એવો ભ્રાંત અર્થ લેવાયો. સ્વર્ગગમનની લાલસાથી યજ્ઞો થવા માંડયા અને કર્મમાર્ગ નષ્ટ થઈ ગયો. જે કર્મમાર્ગ આધ્યાત્મિક ફલ એવા આત્મસુખના સાધન રૂપ હતો તે હવે સંસાર જ જેનું ફલ છે એવી પ્રવાહમાર્ગનું સાધન બની ગયો. માર્ગ વ નષ્ટ અને એનો આશ્રય કરનારા ય નષ્ટ થઈ જાય છે.

માયાવાદનો આગ્રહ થતાં, જગન મિથ્યા છે, અસત્ છે એવા વાદને



લીધે જ્ઞાનમાર્ગ પણ નષ્ટ થઈ ગયો. વેદાંતીઓ માનવા લાગ્યા કે, વિવર્તના અધિષ્ઠાનપણાથી માયાની ઉપાધિવાળું (કાંઈક અશુદ્ધ) બ્રહ્મ જગતની રચના વિ. કરનાર છે માટે માયાવાદે જ્ઞાનમાર્ગ નષ્ટ કર્યો.

નિરીશ્વર દૃષ્ટિકોણ હોવાથી યોગમાર્ગ નષ્ટ થઈ ગયો. નિર્બીજ યોગાંગીકારાત્ (ટિ.ગો.) ચિત્તની વૃત્તિઓનો નિરોધ એટલે યોગ. એકયોગ તો ભગવાનના ધ્યાન માટે સાધવામાં આવે છે, બીજો યોગ આત્મજ્ઞાનના અંગ તરીકે ઉપયોગમાં લેવાય છે. આ બંને અંગભૂત હોવાથી પ્રમાણ છે, પ્રામાણિક છે પરંતુ જે યોગ (ઈશ્વરનિરપેક્ષ) સ્વતંત્રપણે ફલ સાધકરૂપ કહેવાયો છે અથવા અનેક સિદ્ધિઓ મેળવવા માટેના સાધન તરીકે જે યોગ માત્ર દેહઈન્દ્રિયના કે સિદ્ધિઓના સાધક તરીકે જ ઉપયોગમાં લેવાયેલ છે માટે યોગમાર્ગ પછી નષ્ટ થઈ ગયો છે.

ઉપાસનામાર્ગ નાની વિભૂતિરૂપ દેવોની ઉપાસના સૂચવે છે માટે તે ય નષ્ટ જ છે.

**મુખ્યફલાસાધકત્વેન નષ્ટપ્રાયત્વમ્** માર્ગો નષ્ટ થઈ ગયા છે એનો અર્થ એમ નહીં કે માર્ગ નથી. માર્ગોનો ભૂતળ પર બધા જ બિરાજમાન છે પરંતુ તે મુખ્યફલની પ્રાપ્તિ કરાવી શકે એમ નથી. એ અર્થમાં નષ્ટ થયા કહેવાય છે. ધરતી પર રસ્તો હોય ખરો પરંતુ તે જો આપણને આપણા લક્ષ્ય સુધી પહોંચાડતો ન હોય, ભૂલા પાડી દેતો હોય, ભટકાવી દેતો હોય તો એ માર્ગ હોવા છતાંય માર્ગ નથી. (પ્ર.ક.)

હરિ કે ભજન મહઁ સબ બાત ।
જ્ઞાન - કર્મ સો કઠિન કહિ કત દેત હૌ દુ ખ ગાત ॥૧॥
બદન બેદ પુરાન છિનુ છિનુ સાંજ અરૂ પરભાત ।
સંત જન મુખ દ્રવત હરિજસુ, નંદલાલ પદ અનુરાત ॥૨॥
નાહિંન ભવજલધિ કોઉ ઔરોં નિધન કે સિર લાત ।
દાસ 'પરમાનંદ' પ્રભુ પૈ મારિ મુખ ઐ જાત ॥૩॥

**ચારે યુગોમાં કલિની નિષ્કૃટતા**

સત્યયુગમાં બુદ્ધિ અને ઈન્દ્રિયો રજોગુણ અને તમોગુણથી નિવૃત્ત થઈને માત્ર સાત્વિક ભાવ ધારણ કરે છે. આ યુગમાં સૌને તપ અને જ્ઞાનની ઈચ્છા થાય છે. સૌની બુદ્ધિમાં રજોગુણ વ્યાપે અને તેથી સૌના ધર્મ, અર્થ અને કામમાં પ્રીતિ થાય ત્યારે તેને ત્રેતાયુગ જાણવો. દ્વાપર યુગમાં રજોગુણ અને તમોગુણ મુખ્ય બને છે અને તે કારણે લોકોમાં લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર અને સકામ કર્મોમાં પ્રીતિ જોવા મળે છે.

કલિયુગ તો તમોગુણના અધિકારમાં હશે, તેને લીધે

**યદા માયાનૃતં તન્દ્રા નિદ્રા હિંસા વિષાદનમ્ ।**
**શોકો મોહો ભયં દૈત્યં સ કલિસ્તામસઃ સ્મૃતઃ ॥**

લોકોમાં કપટ, અસત્ય, આળસ, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય અને પામરતા વ્યાપી જાય છે. અધર્મ તરફ સૌની વૃત્તિ સરળતાથી ઢળે છે. ધર્મ તો રહેતો નથી. કેવળ ધર્મનો આભાસ રહે છે. ધર્મનું પાલન કરનારને તીવ્ર અંતરાયો સહન કરવા પડે છે.

**કલિ અને અધર્મ**

કાલ તો અનંત છે. એમાં આ સત્યયુગ, ત્રેતાયુગ. એવા વિભાજન કોણ કરે છે ! કાલ સ્વયં તો પોતાના વિભાગ કરતો નથી. તો પછી કોણ કરે છે ?



ધર્મ અને અધર્મ જ કાળના વિભાગ કરે છે. કાળના જેટલા સમયને ધર્મ વિભાજીત કરે તે સત્યયુગ. જેટલા સમયને અધર્મ વિભાજીત કરે તે કલિયુગ. ધર્મ અને અધર્મ બંને (ધર્મ વધુ) વિભાજીત કરે તે ત્રેતા તથા જેમાં ધર્મ ને અધર્મ બંને સમાનભાગે વિભાજન કરે તે કાળ દ્વાપરયુગ થાય છે.

કલિનું પોષણ અધર્મ વડે થાય છે માટે કલિ ધર્મનો વૈરી છે. સ્વભાવથી જ કલિને ધર્મ સાથે વેર છે.

**કલિનિગ્રહ**

કલિનો નિગ્રહ ઘણો દુષ્કર છે. જેનામાં ઉત્તમ અધિકાર સમ્પન્ન ગુણો હોય, દિવ્ય સામર્થ્ય હોય તે કલિનો નિગ્રહ કરી શકે. **કલિનિગ્રહો બહિર્મુખેન કર્તુમશક્યઃ, અભગવદીયને વા** જે જીવ બહિર્મુખ થઈ ગયો હોય અથવા ભગવદીય ન હોય તે કલિનો નિગ્રહ કરી ન શકે.

પરીક્ષિત રાજામાં અલૌકિક સામર્થ્ય પણ હતું. તેથી જ તેમને પૃથ્વી, ધર્મ અને કલિયુગના પ્રત્યક્ષ મૂર્તિમાન થયા.

**ભાવિ લક્ષણો**

શ્રી શુકદેવજીએ પરીક્ષિતને ભવિષ્યમાં દેખાનારા કલિના લક્ષણોનું વર્ણન કર્યું છે, તે પણ વિચારણીય છે.

"કલિયુગમાં કુળ, આચાર વિ.નું નહીં પણ ધનનું મહત્વ ગણાશે. ધર્મ અને ન્યાયમાં જે બળવાન હશે એ જીતશે. સ્ત્રી-પુરૂષોના સંબંધમાં માત્ર રૂચિ જ જોવાશે. લેવડ-દેવડમાં કપટની પ્રધાનતા રહેશે. વર્ણાશ્રમના આચારવિચાર રહેશે નહીં. બ્રાહ્મણ માત્ર જનોઈથી, સાધુ માત્ર દંડથી ઓળખાશે. જે લાંચ આપી નહીં શકે એને ન્યાય નહીં મળે.

વાણીની ચપળતા એ જ પંડિતજી કહેવાશે, નિર્ધનને લોકો દુર્જન માનશે, દંભી સજ્જન કહેવાશે. એકમેકનો સ્વીકાર, એજ લગ્ન કહેવાશે. જે કુંડ કે નદી જેવા જળાશયો દૂર હશે એને લોકો તીર્થ માનશે. કેશકલાપ જ સુંદરતા કહેવાશે. પોતાનું પેટ ભરવું એ જ પુરૂષાર્થ રહેશે. સત્યના સ્થાને

કુટિલતા-ધૃષ્ટતા જોવા મળશે. પરિવારના ભરણપોષણમાં જ ચતુરાઈ મનાશે. યશ માટે ધર્મ આચરણ કરવામાં આવશે.

ચારે વર્ણમાં જે વધુ બળવાન હશે તે રાજા થશે. રાજાઓ પ્રજાના ધન, સ્ત્રી વિ.ને પડાવી લેશે. રાજાઓ દ્વારા નાખેલા કરવેરાથી પ્રજા ઘણી જ દુઃખી થઈ જશે. પોતાના નિવાસ છોડીને પહાડો અને વનમાં ચાલી જશે. લોકોના ધર્મ-કર્મ નષ્ટ થઈ જશે. ચોરી, અસત્ય અને વૃથા હિંસા એ આજીવિકા બની જશે.

સૌ અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, ઠંડી-ગરમી, હિમ જેવા કુદરતી પ્રકોપથી છિન્નભિન્ન થઈ જશે. આંતરિક યુદ્ધો, હુલ્લડો (ત્રાસવાદ) જેવા કારણેય પ્રજા એક બીજાનો નાશ કરવા લાગશે. (અલ્પ આયુષ્યને લીધે) ૨૦ કે ૩૦ વર્ષનું જીવન દીર્ઘાયુષ્ય મનાશે. કલિના દોષોથી પ્રાણીઓના શરીર, મન વિ. ક્ષીણ થઈ જશે. ઈત્યાદિ."

**મદ્યુગમધ્યોત્પનાઃ કૃતયુગધર્માનુસારિણઃ કિમિતિ ।**

**ઈતિ રોષાદિવ કલિના પીડયન્તે સાધવો બલિના ॥**

જે જીવો મારી અંદર જન્મ્યા છે, મારા યુગકાલમાં જન્મ્યા છે તે શા માટે સત્યયુગના ધર્મોને અનુસરે છે ?" એ રોષથી જ જાણે કે બળવાન કલિયુગ સજ્જનોને પીડા આપતો હોય છે.

**ખલ સ્વભાવ**

ખલ સ્વભાવ દોષદર્શી હોય છે. બીજાના સરસવના દાણા જેટલા દોષો એને દેખાય છે જ્યારે પોતાના બીલા જેટલા મોટા દોષો એ જોઈ શકતા હોતા નથી.

અન્ય સાથે વિરોધ અને કલહઃ એ જ એનું સુખ છે. સુભાષિતકારે ખલની તુલના સર્પ સાથે કરી છે.

**વિષમા મલિનાત્માનો દ્વિજિહ્વા જિહ્વગા ઈવ ।**

**જગત્પ્રાણહરા નિત્યં કસ્ય નોદ્વેજકઃ ખલાઃ ॥**



જેમ સાપની ચાલ (ગતિ) વાંકી હોય છે તેમ જ ખલ વાંકા હોય છે. સાપ જેમ કાળો હોય છે તેમ એ મલિન હોય છે, સાપને બે જીભ હોય છે તેમ ખલ વાત બોલીને ફરી જનારો હોય છે. સર્પ જેમ પોતાના દંશ વડે સૌના પ્રાણ હરે છે એમ દુષ્ટ મનુષ્ય પોતાના દુષ્ટકર્મથી બીજાને મારે છે સર્પ અને ખલ કોને પીડતા નથી, એ કહોને !

જો કે સર્પને મિત્ર બનાવી શકાય છે પણ ખલને નહીં. **ન શેષશાયિનોઽપ્યસ્ય વશે દુર્યોધનો હરેઃ !** (સુભાષિતકાર સુંદર દૃષ્ટાંત આપે છે.) ભગવાન સર્પને મિત્ર બનાવી શકયા, શેષની શય્યા પર પોઢ્યા પણ દુર્યોધનને મિત્ર બનાવી ન શકયા !

ખલના હૃદયમાં કદાચ સદ્‌ગુણો પ્રવેશે તો જેમ ધગધગતા લોખંડના ઉપર જલબિંદુઓ પડતાં જ નાશ પામે છે એમ ગુણો પણ નષ્ટ થઈ જાય છે. ખલ પ્રકૃતિના લોકો વિના કારણે સાધુજનો સાથે વૈર રાખે છે. જેમ તૃણ જ ખાઈને જીવનારા હરણોને જ પારધી મારે છે,જળમાં રહેનાર નિરૂપદ્રવી માછલાઓને માછીમાર હણે છે તેમ દુષ્ટ જનો પણ 'નિષ્કારણ વૈરી' હોય છે. તે વિના કારણે જ વૈર કરતા હોય છે.

કલિ પણ આવી જ પ્રકૃતિનો હોવાથી ખલધર્મવાળો કહ્યો.

**સાર સહિત સાધનો**

આ બધા માર્ગો નષ્ટ થઈ ગયા છે એટલે કે તિરોહિત - લુપ્ત થઈ ગયા છે, એવા શ્રીમહાપ્રભુના વિધાનને શ્રીમદ્ ભાગવતજીના માહાત્મ્યના, ભક્તિ સાથે શ્રીનારદજીના સંવાદમાં પણ પુષ્ટિ મળે રહે છે. શ્રીનારદ બોલ્યા હતા, "આ કલિકાલમાં લોકો કુકર્મમાં પ્રવૃત્ત થવાના કારણે બધી જ વસ્તુઓનો સાર ચાલ્યો ગયો છે. પૃથ્વીના બધા જ પદાર્થો - ફોતરા જેવા વ્યર્થ, બીજહીન થઈ ગયા છે. વક્તાઓ શ્રોતાના અધિકારને વિચાર્યા વિના લોભથી જ્યાં ત્યાં કથા સંભળાવવા લાગ્યા છે માટે કથાનો સાર ચાલ્યો ગયો છે. તીર્થોમાં અનેક પ્રકારના અમંગલ કર્મો કરનારા નાસ્તિકો અને નારકીય મનુષ્યો ય રહેવા લાગ્યા છે માટે તીર્થોનો મહિમા ય નષ્ટ થઈ ગયો. તપસ્વીઓ ય સાચા

તપસ્વી રહ્યા નથી. એમના ચિત્તમાં નિરંતર કામ, ક્રોધ, મહાલોભ અને તૃષ્ણાની આગ સળગતી હોય છે. એ તપનો તો ઢોંગ જ કરતા હોય છે, માટે તપ પણ સારહીન થઈ ગયું. ધ્યાન-યોગ પણ નિષ્ફળ થઈ ગયો. યોગમાર્ગે યાત્રા કરનાર મન પર સંયમ વિનાના, લોભી, દંભી અને પાખંડી હોવાથી વળી તેઓ શાસ્ત્રોના અભ્યાસી પણ ન હોવાથી યોગનો સાર પણ નષ્ટ થઈ ગયો. પણ આ તો યુગધર્મ કે કલિનો સ્વભાવ જ છે. એમાં કોઈનો દોષ નથી."

**કૃષ્ણ જ આશ્રય.**

**એવકારસ્ય વિશેષ્યાન્વિતત્વેન અન્યયોગ વ્યવરછેદકત્વાત્ અંશઃ** કલાદિર્વા ગતિઃ મા અસ્તુ (પ્ર.ક.) કૃષ્ણ એવ ગતિ. કૃષ્ણ જ મારો આશ્રય હો. આ 'જ' શા માટે ! ભક્ત પ્રાર્થના કરે છે મારો સંયોગ કોઈ અંશાવતાર કે કોઈ કલાવતાર સાથે ન થાય. **એતે ચાંશકલાઃ પુંસઃ કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્** (ભા ૧-૩-૨૮) ઋષિઓ, મનુપુત્રો, મનુઓ, વસુ વિ. દેવતાઓ આ બધા ધર્માવેશી અવતારો છે. એટલે કે એમનામાં ભગવાનના ઐશ્વર્ય, વીર્ય જેવા ધર્મો અવતરિત થયા છે.

અજન્મા ભગવાન અનેકવાર પોતાની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ દ્વારા અવતરે છે. વરાહ, મત્સ્ય, કર્મ જેવા બળપ્રધાન અવતારો એમના ક્રિયાવતારો છે તો ત્યાગ, દત્ત, નારદ, કપિલ, બુદ્ધ આદિ એમના જ્ઞાનાવતારો છે. સૌના બાહ્ય દુઃખોનો નાશ કરવા માટે ભગવાન ક્રિયાવતારો ધારણ કરે છે અને અંદરના દુઃખો દૂર કરવા માટે જ્ઞાનાવતારો ધારણ કરે છે.

મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, બુદ્ધ, વ્યાસ, કપિલ, દત્તાત્રેય, ઋષભ, યજ્ઞ, હરિ, હંસ, મોહિની, હયગ્રીવ, ધન્વન્તરિ, શ્રી રામ વિ. અવતારો ભગવાનના જ અવતારો છે. અખૂટ જળવાળા વિશાળ સરોવરમાંથી જેમ અસંખ્ય નાના પ્રવાહો બહાર વહે છે એમ ભગવાનમાંથી અસંખ્ય અવતારો પ્રકટ્યા છે. કેટલાક અવતારો અંશાવતારો છે તો કેટલાક કલાવતારો છે. (જ્યાં ભગવાનની મહાશક્તિનો આર્વિભાવ છે ત્યાં



અંશાવતાર અને જ્યાં ભગવાનની અલ્પશક્તિનો આર્વિભાવ છે ત્યાં કલાવતાર જાણવા.) **કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્** શ્રીકૃષ્ણ આ પ્રકારના અવતાર નથી પરંતુ આગળ જે અવતારો વર્ણવ્યા એના અંશી એટલે ભગવાન સ્વયં છે. એ અવતાર નથી પણ અવતારી છે.

શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે. પૂર્ણાવતાર છે. પૂર્ણમાં બધા જ અંશ કલા સમાય. એટલે અન્ય અવતારો શ્રીકૃષ્ણમાં સમાયેલા જ છે. જેને શ્રીકૃષ્ણ સંપ્રાપ્ત થયા એને બધું જ સાંપડ્યું.

ગર્ભસ્તુતિમાં દેવોએ ગાયું કે,

**મત્સ્યાશ્વકચ્છપનૃસિંહવરાહહંસ, રાજન્યવિપ્રવિબુધેષુ કૃતાવતારઃ ।**

હે કૃષ્ણ ! આ પહેલાં આપે મત્સ્ય, અશ્વ, કૂર્મ, નૃસિંહ, વરાહ, હંસ, રામ, પરશુરામ અને વામન અવતારો લીધેલા છે. તે સમયે જેમ અમારૂં અને ત્રણે લોકનું રક્ષણ કર્યું હતું તેમ હવે પણ કરો અને ભૂમિનો ભાર ઉતારો. (ભા.૧૦-૨-૪૦)

અન્ય અવતારોમાં જે લીલા કરી છે તે કૃષ્ણાવતારમાંય કરેલી છે. જેમ મત્સ્યરૂપ ધારણ કરીને સત્યવ્રત રાજાની, તેમજ વેદોની પ્રલયથી રક્ષા કરી તેમ ભીમ - જરાસંઘ યુદ્ધમાં આપ ભીમના રક્ષક બનશો. બ્રહ્માના સત્રમાં જેમ હયગ્રીવ રૂપે પ્રકટ થઈ અસુર નાશ અને વેદ રક્ષા કરી તેમ આપ કૃષ્ણ અવતારમાં ય પાંડવોના રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણોની પૂજા સન્માન કરીને ધર્મમર્યાદાની સ્થાપના કરશો વળી વેદવિરૂદ્ધ બોલતા શિશુપાલને મારશો.

કૂર્મ અવતારમાં મંદરાચલ પર્વત ધારણ કરવામાં આપને જરાય પરિશ્રમ પડ્યો ન હતો. દેવોને અમૃત મળે માટે આપે પીઠ પર મંદરાચલ ધારણ કર્યો તેમ અહીં વ્રજવાસીઓના સુખને માટે, સ્વરૂપામૃતનું દાન કરવાને માટે ગોવર્ધન ધારણ કરશો. જેમ નૃસિંહ અવતારમાં હિરણ્યકશિપુને માર્યો એ આપનો પૂર્વજન્મનો ભક્ત અને આ જન્મમાં ભક્તનો પિતા છે છતાં ભક્ત પ્રહ્લાદની રક્ષા કરવા એ વરદાન રક્ષિત હતો છતાં માર્યો એ આ અવતારમાં

ભીષ્મ વિ.ને ભક્ત હોવા છતાં પણ આસુરાવેશી હોવાથી, મારશો. ભક્ત રક્ષા માટે કંસને મારશો.

પૃથ્વીના ઉદ્ધાર માટે વરાહ પ્રકટ થયા હતા. એમાં બ્રહ્માજીની નાસિકામાંથી પ્રકટ થઈને હિરણ્યાક્ષને માર્યો અને પૃથ્વી પ્રત્યે પોતાનો પક્ષપાત બતાવ્યો. એમ કૃષ્ણાવતારમાંય ભક્ત પક્ષપાત અનેક વાર બતાવ્યા છે. મથુરામાં પ્રકટ થયા હોવા છતાં શ્રીગોકુલ તરફનો પક્ષપાત, કૌરવોના અતિથિ હોવા છતાં વિદુરજી પ્રત્યેનો પક્ષપાત પ્રકટ કરશો. હિરણ્યાક્ષથી પૃથ્વીને બચાવી તેમ શિશુપાલથી રૂક્મિણીની રક્ષા કરશો.

દેવો કહે છે, હે કૃષ્ણ ! જેમ હંસ અવતારમાં તમે તત્વનો ઉપદેશ કરીને બ્રહ્માદિકનો વિષાદ દૂર કર્યો હતો તેમ આ અવતારમાં ગુરુ હત્યા જેવા પાપની ચિંતાથી યુદ્ધથી વિમુખ થઈ ગયેલા અર્જુનની ચિંતા અને વિષાદને દૂર કરવા ગીતાના તત્વજ્ઞાનનો ઉપદેશ કરશો.

પથ્થર ડૂબવાનું સાધન છે પણ શ્રીરામ અવતારમાં આપે એને સાધન બનાવી એક ભક્ત વિભીષણને માટે અનેક દૈત્યોને મારીને એનો ભાર હરશો. એ જ રીતે પરશુરામ અવતારમાં વર્ણ-વૃત્તિ વિરૂદ્ધ લીલા કરીને અસુર સ્વભાવના ક્ષત્રિઓને હણ્યા. (પરશુરામ જન્મે બ્રાહ્મણ હતા પણ એમણે ઘોર ક્ષાત્ર ધર્મ સ્વીકાર્યો માટે એ લીલા વર્ણ-વૃત્તિ વિરૂદ્ધ લીલા કહી) એ જ પ્રમાણે આપ બ્રહ્મ હોવાથી સમત્વ સ્વભાવના જ છે. છતાં આપ સાધુ પરિત્રાણ અને દુષ્ટ વિનાશ જેવી વિષમ લાગતી લીલાઓ કરશો.

વામન અવતારમાં જે કાર્ય-ત્રણે લોકને પ્રાપ્ત કરવાનું કાર્ય બ્રહ્માદિ દેવો ન કરી શક્યા તે આપે વાણી માત્રથી કરી બતાવ્યું, એમ કૃષ્ણ અવતારમાં વૃકાસુર (ભસ્માસુર)ને વાણી માત્રથી મોહિત કરીને નષ્ટ કરી નાખશો. જેમ બલિ પાસેથી રાજ્ય લઈને ઈન્દ્રને સોંપી દીધું એમ અહીં પણ કંસને મારીને રાજ્ય ઉગ્રસેનને સોંપી દેશો.

કુરૂક્ષેત્રના મહાયુદ્ધના પ્રસંગે અર્જુનને ભગવાનના વિશ્વરૂપ દર્શન પ્રસંગે પ્રતીત થયું છે કે સમગ્ર વિશ્વ શ્રીકૃષ્ણમાં સંનિહિત છે. બ્રહ્મા, શિવ,



સનકાદિ, નારદ, સુર, અસુર, નાગ, નગ, પક્ષીઓ, પશુઓ, ગાંધર્વો, અપ્સરાઓ, વૃક્ષો, સરિતાઓ, ભૂતગણો, પિતૃગણો, સિદ્ધ વિદ્યાધર ચારણો, જલચર, સ્થલચર અને નભચર જીવો, ગ્રહો, તારાઓ, નક્ષત્રો, ધૂમકેતુઓ, મેઘ, વિદ્યુત્ આ બધું જ ભગવાન શ્રીકૃષ્ણમાં સમાવિષ્ટ છે. પાતાલ, રસાતલ, મહાતલ, તલાતલ, સુતલ, અતલ, વિતલ, ભૂતળ, અંતરીક્ષ, સ્વર્ગ, મહલો કે, જનલોક, તપલોક, સત્યલોક સમગ્ર બ્રહ્માંડ શ્રીકૃષ્ણમાં સમાયેલ છે. માટે શ્રીકૃષ્ણ જ આશ્રય હો ! શ્રીકૃષ્ણનું જ શરણ હો !

## ૫. દેશની અસાધક્તા

એક મત એવો પણ છે કે પુણ્યમય, પવિત્ર પ્રદેશોમાં રહેવા માત્રથી જ સર્વ પુરૂષાર્થ સિદ્ધ થઈ જાય છે. તો પછી એમ જ ન કરવું ? ભગવાનના શરણની શી આવશ્ક્તા છે ? જ્યાં ઉત્તમ સ્થાન હોવાનો શાસ્ત્રોનો દાવો છે, જ્યાં ભગવાનની લીલા પ્રસંગો બનેલા છે જ્યાં પુણ્યસલીલા સરિતાઓ વહે છે, મંદિરો છે શાસ્ત્રમાં એ પ્રદેશોનો મહિમા ગવાયો છે ત્યાં રહીને સ્વધર્મનો નિર્વાહ કરતાં કરતાં જીવન સાર્થક ન થાય ? **દેશાન્ પુણ્યાન્ આશ્રયેત મદ્ભક્તૈઃ સાધુભિઃશ્રિતાન્** એટલે કે "મારા સાધુભક્તોથી સેવાયેલા પુણ્યપ્રદેશોનો આશ્રય કરવો" એવા વચનો તો છે જ ! તો શું કરવું ? એના ઉત્તરમાં કહે છે કે (વિ.વ્ર.)

**મ્લેચ્છાક્રાંતેષુ દેશેષુ પાપૈકનિલયેષુ ચ ।**
**સત્પીડાવ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૨॥**

દેશો (પ્રદેશો) મ્લેચ્છોથી આક્રાંત છે, મ્લેચ્છોને આધીન છે અને પાપના (મુખ્ય) સ્થાન બની ગયા છે, વળી સત્પુરૂષોને પીડા થતી હોવાથી લોકો વ્યગ્ર છે માટે શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો.

**દેશ મ્લેચ્છોથી આક્રાંત છે.**

**મલિનપદાર્થમેવેચ્છન્તિ ઈતિ મ્લેચ્છા** મલિન વસ્તુઓની ઈચ્છા રાખે તે મ્લેચ્છ. મંત્રની ઉપાસના કરનાર, કર્મકાંડી જીવ પણ જો સકામ, સ્વાર્થી અને તુચ્છ વિષયો માટે કર્મ કરે તો તે પણ મ્લેચ્છ છે. ભલેને તે વેદસંમત, અનિષિદ્ધ કર્મો કરે છે તે છતાં તેઓ મ્લેચ્છ છે. ભલેને તે વેદસંમત, અનિષિદ્ધ કર્મો કરે છે તે છતાં તેઓ મ્લેચ્છ છે. એમના કર્મનું ફલ મલિન છે. એમના ક્ષુદ્ર પુણ્યકર્મોનો અંત **ક્ષીણે પુણ્યે મર્ત્યલોકં વિશન્તિ** મૃત્યુલોકમાં પડવામાં જ આવે છે. આવા મલિન કામનાવાળા વિષયી જીવોથી પ્રદેશો ભરાઈ ગયા હોવાથી તે પ્રદેશો ભગવાનની લીલાના પ્રદેશો હોય તો ય લીલાઓનું તિરોધાન થઈ ગયું હોવાથી તે તીર્થ પ્રદેશો ય અત્યારે ફલ સાધક નથી.



આ આખી વાત મનનીય છે. વૈષ્ણવનું પોતાનું ઘર તો (ભગવાનને સર્મપેલું હોવાથી) ભગવદીય છે. તેથી તે તો અનુકૂળ જ છે. આમ છતાં 'ભક્તિવર્ધિની' અનુસાર તાદશસ્યાપિ **સતતં ગેહસ્થાનં વિનાશકમ્** જેની ભગવાનમાં વ્યસન દશા થઈ હોય એવા, તાદશને માટે પણ નિરંતર ઘરમાં રહેવું એ ભાવનો નાશ કરનારૂં છે. (સત્સંગનો અભાવ હોવાથી તેમ જ ભાવમાં વિકાર આવી જવાથી આમ બને છે.) જો ભગવદીયને સ્વગૃહ પણ બાધક થઈ શકતું હોય, તેટલા માત્રથીય જો પ્રતિબંધ થતો હોય તો પછી માત્ર ભોગવિષયોથી સંબંધિત પ્રદેશોના સંપર્કથી ભાવનો નાશ થઈ જાય એમાં શી શંકા ? (વિ.અ.)

**અત્ર ઉભયથા મ્લેચ્છા જ્ઞેયા જાત્યા કર્મણા ચ**

મ્લેચ્છ બે પ્રકારે જાણવા. જાતિથી મ્લેચ્છ અને કર્મથી મ્લેછ. (વિ.ર.)

જેમ કાલની એકરૂપતા હોવા છતાં સત્યાદિ યુગાત્મક કાલ જ ધર્મ સાધક થાય છે તેમ દેશની વિશેષતા ન હોવા છતાં તીર્થ વિ. દેશ જ ધર્મના સાધનરૂપ થાય છે.

તીર્થના બે પ્રકાર. જલરૂપ અને સ્થલરૂપ. તેમાં પુણ્યક્ષેત્ર રૂપ દેશ (સ્થળ) ધર્મને અનુકૂળ નથી એમ સમજાવે છે. સાક્ષાત્ કે પરંપરાથી બધા જ પુણ્યક્ષેત્રો ચારેબાજુથી મ્લેચ્છોથી ઘેરાયેલા છે. નિવાસ પણ આક્રમણ છે. પવિત્ર પુણ્યક્ષેત્રમાં વસીને તેની પવિત્રતા, મહત્તા, ધર્મના નાશ માટે, દ્વેષપૂર્વક વિપરીત આચરણ કરવું એ આક્રમણ જ છે. (સૈન્ય લઈને, શાસ્ત્રો લઈને આક્રમણ કરવા જેવું જ આ પણ આક્રમણ છે.) પુણ્યક્ષેત્રોમાં આવા વિષયોપભોગી મનુષ્યોની સાક્ષાત્ સ્થિતિ હોવાથી કે એમની નિકટતા હોવાથી એ ક્ષેત્રો ધર્મ સાધક નહીં પરંતુ અધર્મ સાધક બન્યા છે.

આ મ્લેચ્છો **સર્વથા ધર્માદિવિરોધિનઃ કલહપ્રિયાશ્ચ ।** "**મનસા વચસા કૃત્યા સદ્ધર્મ પરિપંથિનઃ ।**

**મ્લેચ્છદેશેષુ સંજાતા ભક્ષ્યાભક્ષ્યાવિચારકાઃ ॥**

હંમેશાં ધર્મ વિ.ના વિરોધી હોય છે. ઝઘડાખોર હોય છે. તેઓ મન,

વાણી અને ક્રિયાથી સદ્ ધર્મના શત્રુ હોય છે. મ્લેચ્છદેશોમાં વસતા અને ભક્ષ્ય-અભક્ષ્યના વિવેક વગરના હોય છે. ત્યાં જન્મેલા અથવા રહેલા બધા એવા હોતા નથી પણ જેમ મ્લેચ્છોના સંસર્ગથી સંપૂર્ણ પ્રદેશ અધર્મજનક થયો તેમ જેઓ મ્લેચ્છ ન હતા, અધર્મી ન હતા તેઓ પણ એમના સંસર્ગથી અધર્મી થઈ ગયા. (વિ.દ્વા.)

દેશની પુણ્યક્ષેત્રોની સ્તુતિ કરતા વાક્યો પણ મળે છે.

કાશ્યાદિ પુર્યો યદિ સંતિ લોકે, તાસાં તુ મધ્યે મથુરૈવ ધન્યા ।
યા જન્મમૌંજીવ્રતમૃત્યુદાહૈર્નૃણાં ચતુર્ધા વિદધાતિ મુક્તિમ્ ॥

કાશી વિગેરે નગરીઓમાં પણ મથુરા નગરી જ પુણ્યપવિત્ર શ્રેષ્ઠ છે. જે જન્મ, યજ્ઞોપવીત, મૃત્યુ અને દાહથી એમ ચાર રીતે મનુષ્યને મુક્તિ આપે છે. આ પ્રકારના વાક્યો તે તે સ્થાનની સાક્ષાત્ સાધક્તાનું નિરૂપણ કરે છે પરંતુ આવી સાધક્તામાં નિષ્ઠા રાખવી એ ભ્રમ છે. મ્લેચ્છો એટલે કે અતિતામસ લોકોથી આવા પુણ્યક્ષેત્રો વ્યાપ્ત થયા છે. એટલે કે મ્લેચ્છોની આજ્ઞા પ્રમાણે ત્યાં સૌને વર્તવું પડે છે. હવે આવા પ્રદેશોમાં ધર્મની સાધક્તા ક્યાંથી સંભવે ? પુણ્ય પ્રદેશો **પાપીઓનાં ઘર** બન્યા છે.

પાપીઓ ઘર એ પાપનાં જ ઘર છે. મ્લેચ્છો પાપરૂપ જ છે. તેઓના માત્ર નિવાસ રૂપ બન્યા હોવાથી દેશનો આશ્રય ન કરાય. અમુક પ્રદેશો પ્રમુખ પાપીઓના નિવાસરૂપ છે તો અમુક પ્રદેશ પાપરૂપ જ છે. જેમ કે,

**અંગબંગકલિંગેષુ સૌરાષ્ટ્રમગધેષુ ચ ।**
**તીર્થયાત્રાં વિના ગચ્છત્ પુનઃ સંસ્કાર મર્હતિ ॥**

અંગ, બંગ, કલિંગ, જેવા દેશો મ્લેચ્છોને આધીન છે અને પાપના મુખ્યસ્થાન (રાજધાની) બની ગયા છે. ત્યાં તીર્થયાત્રાના કારણે જ જવું એ સિવાય અન્ય કારણે જાવ તો ફરીથી સંસ્કાર કરવા પડે છે. (ક.પ્ર.; ટિ.ગો.)

ધર્મના જન્મ અને વિકાસમાં બાહ્ય અંતરાયો છે. અને અંતર્ગત અંતરાયો પણ છે. પ્રદેશો મ્લેચ્છોથી ઘેરાયેલા અને પાપીઓના



નિવાસસ્થાનરૂપ છે માટે ધર્મના બાહ્ય ઉપાયોગ (યજ્ઞ, ઉત્સવો વિ.) માં વિઘ્નો આવશે જ. એટલું જ નહીં પરતું ઈશ્વર ચિંતન, સ્મરણ જેવા આંતરિક સાધનોમાં ય પ્રતિબંધો આવશે. અંતઃકરણમાં કોઈ કેવી રીતે વિઘ્નરૂપ થઈ શકે ?

**સજ્જનોની પીડા**

**સત્પીડાવ્યગ્રલોકેષુ** ભગવત્પરાયણ ધાર્મિક મનુષ્યોને ન થવી જોઈએ એવી પીડા થતી જોવા મળે છે. સજ્જનોને પીડાતા જોઈને મનુષ્યોના વિશ્વાસમાં શિથિલતા આવવા માંડે છે. જ્યારે લોકોના ચિત્ત વ્યગ્ર, વિક્ષિપ્ત અને કિંકર્તવ્યમૂઢ થઈ ગયા છે ત્યારે શ્રીકૃષ્ણ જ મારૂં શરણ હો ! (વિ.ર.)

ચિત્તની સ્થિરતામાં જ ધર્મનું અનુસંધાન થઈ શકે. સંતો અને સંતોના અનુગામીઓ પીડાઈ રહ્યા છે. પ્રજા મૂંઝાઈ ગઈ છે ! સંતોનો સંગ કરે તો પીડાની શક્યતા અને સત્સંગનો ત્યાગ કરે તો ધર્મની વૃદ્ધિ ન થાય !

ત્યારે કરવું શું ?

શ્રીકૃષ્ણનો આશ્રય બધું જ સિદ્ધ કરશે. સર્વ સાધનના અભાવથી ધર્મનો અભાવ થઈ શકે છે પરંતુ ભક્તિ જેમ કલ્પલતા છે તેમ ભગવાન પણ કલ્પતરૂ છે. એ સર્વધર્મ અને સર્વમાર્ગના સેવનથી જે ફલ સાંપડે એનાથીય વધુ ફળ આપનારા છે. માટે એમનો જ આશ્રય હો, ધર્મનો આશ્રય શુભફલદાયી છે જ પરંતુ એથી વિશેષ ધર્મીનો આશ્રય છે માટે કૃષ્ણ જ મારી ગતિ હો ! (વિ.દ્વા.)

શ્રીકૃષ્ણના આશ્રય વિના પવિત્ર પ્રદેશો પર સ્વકલ્યાણની આશા રાખવી નિરર્થક છે. ભગવદાશ્રય કરનારને તો દેશ પણ અનુકૂળ થઈ જાય છે. દેવો પણ માગે છે કે, "**યૈર્જન્મલબ્ધં નૃષુ ભારતાજિરે, મકુંદસેવૌપયિકં સ્પૃહા હિ નઃ** કૃષ્ણ સેવા કરવા માટે અમોને ભારતવર્ષમાં મુકુંદસેવોપયોગી દેહ પ્રદાન કરો. અમેય ભૂમિ પર જન્મ લેવા ઈચ્છીએ છીએ." એટલે કે પુણ્ય પ્રદેશમાં વસવા માત્રથી પુરૂષાર્થો સિદ્ધ થઈ જતા નથી. શ્રીકૃષ્ણનો આશ્રય જ કરવો જોઈએ. (ક.પ.)

શ્રીમહાપ્રભુજીના સેવક પ્રભુદાસ ભાટ સિંહનંદમાં રહેતા. શ્રીમહાપ્રભુજીના સેવક થયા બાદ પરિવારનો સંગ છોડીને એકલા રહીને ભગવાનની સેવા કરતા. જ્યારે એ વૃદ્ધ થયા અને એમનો દેહ છૂટવાનો સમય સમીપ આવ્યો છે એ સ્વજનોને લાગ્યું એટલે સૌ એમને 'પૃથોદક' તીર્થમાં લઈ આવ્યા. પ્રભુદાસને જ્યારે ભાન આવ્યું, એમણે આંખ ખોલીને સૌને પૂછ્યું કે, "મને ક્યાં લઈ આવ્યા છો ?" ત્યારે સગાંઓ તેમને પૃથોદકમાં લઈ આવ્યાની વાત જણાવી. પ્રભુદાસ અકળાઈને બોલ્યા, "આ પૃથોદક મને શું કૃતાર્થ કરશે ? હું તો શ્રીમહાપ્રભુજીનો સેવક છું. તમે મને એક વર્ષ સુધી અહીં રાખશો તો ય મારો દેહ નહીં છૂટે. હું મારા શ્રીઠાકોરજીના ચરણારવિંદનો સ્પર્શ કરીશ ત્યારે જ મારો દેહ છૂટશે માટે મને પાછો સિંહનંદ લઈ જાવ." થોડા દિવસો બાદ પાછા સિંહનંદ ફરીને પછી જ એમણે દેહ છોડ્યો. જ્યાં પોતાના પ્રભુ છે એ જ વૈષ્ણવનું તીર્થ છે. એ જ એનો ઉત્તમ દેશ છે.



## ૬. દ્રવ્યોની અસાધક્તા

(શ્લોક.૩)

ગંગા વિ. તીર્થ (જલ) પણ સર્વપુરૂષાર્થની સિદ્ધિ કરે છે તો એમનો આશ્રય ન કરાય ? તીર્થો પણ દ્રવ્ય, પદાર્થ છે. તીર્થ આધ્યાત્મિક અને દેવતા (આધિ દૈવિક) તો છે જ પરંતુ ભૂમિ પર પ્રવાહરૂપે હોવાથી તે દ્રવ્ય-પદાર્થ પણ છે જ. આ જ કારણે શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં 'દ્વિતીયસ્ય પ્રવાહરૂપતયા તીર્થત્વમ્' કહ્યું. યાદવકોશમાં પણ તીર્થનો અર્થ જલ કર્યો છે. (ટિ.ગો.)

ગંગા વિ. તીર્થોનું 'વસ્તુ સામર્થ્ય' કામ નહીં કરે ? એવો પ્રશ્ન જાગે તે સ્વાભાવિક છે. વસ્તુ સામર્થ્ય એટલે કોઈપણ પદાર્થની નિરપેક્ષ શક્તિ. જેમકે અગ્નિ દઝાડે છે. જાણીને હાથ નાખીએ તો ય દઝાડે અને અજાણતાં હાથ નાખીએ તો ય દઝાડે. વિષ જાણીને પીધું હોય તો ય મારે અને અજાણતાં જ પિવાઈ ગયું હોય તોય મારે.. વસ્તુના ગુણધર્મો એનો ભાગ ભજવે જ છે તો પછી ગંગાજલ જેવા પુણ્યપવિત્ર પદાર્થો એમની વસ્તુ શક્તિથી મનુષ્યનો ઉદ્ધાર નહીં કરે ? એવી શંકાનું સમાધાન કરવા અહીં શ્રીમહાપ્રભુજી દર્શાવે છે કે એ બધાંની એ 'વસ્તુ શક્તિ' પણ તિરોહિત થઈ ગયેલ છે ! (વિ.ર.)

'મ્લેચ્છાક્રાન્તેષુ'એ આગળના શ્લોકમાં સ્થલરૂપ તીર્થોની અસાધક્તા સિદ્ધ કર્યા બાદ હવે શ્રીમહાપ્રભુજી જલરૂપ તીર્થની અસાધક્તા દર્શાવે છે. (વિ.દ્વા.)

**સ્થલરૂપ તીર્થ કરતાં જલરૂપ તીર્થનું મહત્વ વિશેષ છે. સ્થલ તો બહાર જ છે જ્યારે જલનો તો અંદર (પાન) તથા બહાર (સ્નાન) સંબંધ થાય છે. માટે જલરૂપ તીર્થ તો જીવોને માટે સાધક થવું જ જોઈએ. એમનો મહિમા પણ ગવાયો છે, સદ્યઃ પુનાતિ ગાંગેયં દર્શનાદ્દેવ નાર્મદમ્ । કાવેરી ચ મહાપુણ્યા પ્રતીચી ચ મહાનદી । યે પિબંતિ જલં તાસાં મનુજા મનુજેશ્વર ॥**

ગંગાજળ, નર્મદાજળ દર્શન માત્રથી જ તત્કાળ પાવન કરે છે. વિ.

પરંતુ કાલપ્રભાવથી તીર્થજલમાં ય માર્ગીય અનુકૂળતા અને સાધક્તા

રહી નથી એમ પ્રતિપાદન કરવા માટે શ્રી મહાપ્રભુજી કહે છે કે....

ગંગાદિ તીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ ।
તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણએવ ગતિર્મમ ॥૩॥

ગંગા વિગેરે શ્રેષ્ઠ તીર્થો દુષ્ટોથી ઘેરાયેલા હોવાથી અને એમનામાંથી અધિદેવતાઓ તિરોહિત (લુપ્ત) થઈ ગયા હોવાથી શ્રીકૃષ્ણ જ મારો આશ્રય છે.

**ભગવાન જ તીર્થની શક્તિ**

તીર્થોના ય ત્રણ સ્વરૂપો છે. આધિભૌતિક સ્વરૂપ, આધ્યાત્મિક સ્વરૂપ અ આધિ દૈવિક સ્વરૂપ. ગીતાજીમાં ભગવાન બોલ્યા કે, **પુરૂષશ્ચાધિદૈવતમ્** એટલે કે તીર્થોમાં ભગવાન જ શક્તિરૂપે રહેલા છે. આ શક્તિ મોટે ભાગે તિરોહિત - અદશ્ય થઈ ગઈ છે. અહીં (આ કલિકામલમાં અથવા આ ભૂતળ પર) આ તિરોધાન ભગવદીચ્છાથી થયું છે. બધી જ શક્તિ અથવા બધાની જ શક્તિ લુપ્ત થઈ ગઈ છે. એમન નથી પણ મોટે ભાગે તો તીર્થો દુષ્ટોથી ઘેરાયેલા થઈ જવાથી અસાધક જ બની ગયા છે. (વિ.ર.)

**તીર્થ અને નિર્દોષતા.**

જો કે તીર્થોમાં દુષ્ટો જ વસે છે એમ નથી. તીર્થગુરૂઓ - બ્રાહ્મણો ય તીર્થમાં વસતા હોય છે. પરંતુ તે ય ઠીક નથી. કેમ કે તેઓનો તીર્થમાં નિત્ય વાસ હોવાથી **અતિપરિચયાદનાદરેણ 'અતિ પરિચય'**ના કારણે તેઓની તીર્થ પ્રત્યે આદરબુદ્ધિ ઘટી જાય છે. વળી તેઓની નિર્વાહ દાનદક્ષિણાથી થતો હોવાથી એમનામાંથી દોષો પ્રવેશી જાય છે.

વળી, તીર્થમાં સર્વના સર્વ પ્રકારના દોષો દૂર કરવાની શક્તિ હોતી નથી. શાસ્ત્ર કહે છે કે,

**સર્વેન ગાંગેન જલેન સમ્યક્ મૃત્સ્નાશતેનાપિથ ભાવદુષ્ટઃ ।**
**આજન્મતઃ સ્નાનપરોઽપિ નિત્યં, ન શુદ્ધયતીત્યેવ વયં વદામઃ ॥**

'જો મનુષ્ય ભાવદુષ્ટ હોય તો, સો વાર સારી રીતે માટી લગાડીને



જન્મથી અત્યાર સુધી દરરોજ સ્નાન કરે તો ય, સમગ્ર ગંગાજળથી ય શુદ્ધ થઈ શકતો નથી.'

તીર્થમાં વાસ કરવા છતાં મનુષ્યના બર્હિમુખતા અને નાસ્તિકતા જેવા દોષો દૂર થતા નથી. તીર્થની પાવનશક્તિ માટે તેનો ઉપયોગ કરનારમાંય પાત્રતા, અધિકાર તો હોવો જ જોઈએ. ગંગાજળમાં તો માછલાં વિગેરે જળચર પ્રાણીઓ નિત્ય વસે છે, પણ એમને કાંઈ સ્નાનફલ સાંપડતું નથી. શ્રદ્ધા અને વિધિપૂર્વક મનુષ્ય જે કર્મ શુદ્ધભાવથી કરે છે તેને જ તે કર્મનું અક્ષયફલ સાંપડે છે. શ્રદ્ધા અને વિધિરહિત, ભાવદુષ્ટના કર્મનું ફલ તો અસુરો હરી જાય છે. શ્રદ્ધા-વિધિરહિત કર્મ કરનાર તો મૂઢ કહેવાય છે.

**તીર્થની વ્યર્થતા**

અશ્રદ્ધધાનઃ પાપાત્મા નાસ્તિકોચ્છિન્ન સંશયઃ ।
હેતુનિષ્ઠશ્ચ પંચૈતે ન તીર્થફલભાગિનઃ ॥

વાયુપુરાણમાં એમ કહેવાયું છે કે શ્રદ્ધારહિત, પાપી, નાસ્તિક, સંશયાત્મા અને કારણવાદી : આ પાંચને તીર્થનું ફલ સાંપડતું નથી. શ્રીમદ્ ભાગવતજીનો પણ મત છે કે, છલોછલ શરાબથી ભરેલા ઘડાને જેમ ગંગાજળ પણ પાવન ન કરી શકે તેમ ભગવાનથી વિમુખ મનુષ્યને કોઈ પણ વ્રત, પ્રાયશ્ચિત પવિત્ર કરી શકતા નથી. આ બધા પ્રમાણોથી એટલું તો સાબિત થાય જ છે કે મનુષ્યના બહિર્મુખતા, નાસ્તિક્તા જેવા દોષોને તો તીર્થો પણ દૂર કરી શકતા નથી. તીર્થો તો રહ્યા છે પણ તીર્થોની પવિત્ર કરનારી આધિ દૈવિક શક્તિ તિરોહિત થઈ ગઈ છે. એટલે વસ્તુશક્તિથીય તીર્થ કોઈને ઉગારી નહીં શકે.

**તીર્થાદાવપિ યા મુક્તિઃ કદાચિત્ કસ્યચિદ્ ભવેત્ ।**
**કૃષ્ણપ્રસાદ મુક્તસ્ય નાન્યસ્યેતિ વિનિશ્ચયઃ ॥**

ત.દી.નિબંધમાં શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ જણાવ્યું છે કે, "કાશી વિગેરે તીર્થોમાં ક્યારેક કોઈ એકાદની મુક્તિ થઈ જાય તો સમજવું કે તે જીવ પર

પ્રભુએ અનુગ્રહ કર્યો." ક્યારેક તીર્થોનું માહાત્મ્ય વધારવા માટે પ્રભુ તીર્થ દ્વારા મુક્તિ આપે પણ એમાં શક્તિ તો અનુગ્રહની જ છે.

ભગવદીયોને તીર્થની શી આવશ્યક્તા ? એ તો તીર્થનેય પાવન કરનારા છે, તીર્થના ય તીર્થ છે. તીર્થીકુંર્વંતિ તીર્થાનિ મહાપુરૂષો, મહાભક્તો જ્યારે તીર્થજલમાં સ્નાન કરે છે ત્યારે પોતાની હૃદયકમલમાં પ્રભુનો એ તીર્થ સાથે સંબંધ કરાવી દે છે. આ રીતે એ તીર્થનેય પવિત્ર કરે છે. પવિત્ર કરે છે એટલે, તીર્થને તીર્થ બનાવે છે એટલે કે, એ તીર્થના તિરોહિત થઈ ગયેલા આધિદૈવિક સ્વરૂપને પ્રકટ કરી દે છે. તીર્થને પાવન કરવાનો અર્થ આ છે ? (ભૌતિક રીતે તો જલ વિ. શુદ્ધ હોય જ છે.) આને જ તીર્થીકરણ કહે છે. (પ્ર.ક.-)

**ગંગાશક્તિ પણ કુંઠિત :**

ગંગા વિ. તીર્થોને બે પ્રકારના દુષ્ટોએ ઘેર્યા છે. કર્મદુષ્ટ જીવો અને ભાવ દુષ્ટ જીવો. (કર્મદુષ્ટ જીવો પાપી, દુરાચારી હોય છે જ્યારે ભાવદુષ્ટ જીવો સંશયી, કુતર્કી અને નાસ્તિક હોય છે.

ગંગાજી એ ભૂતળ આગમન કરતા પહેલાં ભગીરથને પૂછ્યું હતું કે, "હું જ્યારે ભૂતળ પર અવતરીશ ત્યારે મનુષ્યો મારામાં પોતાના પાપો ઠાલવશે તો તે પાપોમાંથી હું શુદ્ધ કેવી રીતે થઈશ ? આ બાબતનોય તમે વિચાર કરો." ગંગાજીની આ ચિંતાથી એટલું તો સિદ્ધ થાય છે કે, દુષ્ટોના આવરણથી એમની શક્તિ પણ કુંઠિત થઈ જાય છે. જગતને નિષ્પાપ કરનારી ભાગીરથીને ય એ સંચિત કરી રાખેલા પાપોનો નિકાલ કરવો પડે છે.

**સાધવો ન્યાસિનઃ શાંતા બ્રહ્મિષ્ઠા લોકપાવનાઃ ।**
**હરંત્યઘં તેંગસંગાત્ તેષ્વાસ્તે હ્યઘભિદ્ હરિઃ ॥**

ભગીરથ રાજાએ શ્રીગંગાજીને ઉત્તર આપ્યો કે, "સાધુજનો, સંન્યાસીઓ, શાંત, બ્રહ્મનિષ્ઠ, લોકને પાવન કરનારા મહાત્માઓ પાપને હરશે. કેમ કે તેમના અંતઃકરણમાં પાપોનો નાશ કરનારા શ્રીહરિ બિરાજે છે."



પરંતુ આ તત્કાલીન છે, ક્ષણિક છે. બાકી તો ગંગા વિ.ના આધિ દૈવિક સ્વરૂપો તિરોહિત થઈ ગયાં હોવાથી એમની 'વસ્તુશક્તિ' પણ કુંઠિત, ગુપ્ત જ થઈ ગયેલ છે.

**દેવો ચ પ્રતિબંધક**

ગો.શ્રી વ્રજરાજચરણે 'તિરોહિતાધિદૈવેષુ'નો એક વિલક્ષણ અર્થ પણ કર્યો છે.' તિરોહિત આધિર્યસ્ય તત્ તિરોહિતાધિ, તાદશં દૈવં દેવસમૂહો યેષુ ઇતિ જેમના આધિ (માનસિક કષ્ટ) શાંત થઈ ગયા છે તેવો દેવ સમૂહ ગંગાદિ તીર્થોમાં રહેલ છે, જરા વિગતવાર સમજીએ. સામાન્યતઃ એવી માન્યતા છે કે મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિમાં, સિદ્ધિઓમાં દેવો બહુ રાજી થતા નથી. દેવો એમાં વિઘ્નો પણ કરે છે. શ્રુતિના એવા પ્રમાણો ય છે અને એવી કથાઓ પણ છે. **'તત્તેષાં ન પ્રિયં યન્મનુષ્યાઃ વિદુઃ વિપ્રસ્ય વૈ સંન્યસ્તો દેવા દારાદિરૂપિણઃ ।**

**વિઘ્નં કુર્વન્ત્યયં હ્યસ્માનાક્રમ્ય સમિયાત્પરમ્ ॥'**

મનુષ્યોને જ્ઞાન થાય, મુક્તિ સાંપડે તે દેવોને પ્રિય નથી. દેવો કામદેવ વિ.ની સહાય લઈને ત્યાગી, સંન્યાસીની સાધનામાં વિઘ્ન કરે છે. તેઓને ડર લાગે છે કે આ મનુષ્ય અમારાથી આગળ વધી જશે. વારાહ અને પદ્મપુરાણોમાં તો દેવોએ ભગવાનને પ્રાર્થના કરી છે કે મનુષ્યને મોહમાં, બંધનમાં રાખવો તથા સંસારથી મુક્ત ન કરવો.

દેવોનો આવો સ્વભાવ હોવાથી તેઓ તીર્થવાસી દુષ્ટોમાં પ્રવેશ કરીને પ્રતિબંધ કરે છે અને એમ કરીને ચિંતામુકત (તિરોહિત આધિ) થાય છે. આનાથી હાનિ એ થાય છે કે તીર્થમાં દોષનિવૃત્તિની શક્તિ હોય તોય તીર્થસેવાના દોષો રહે જ છે.

**પ્રવાહ ભક્તિમાર્ગીયોના સંગ બાધક છે.**

જેમનું નામ પ્રસિદ્ધ થયેલ નથી. એના કોઈ અજ્ઞાત વિવરણકારે પણ આ શ્લોકનો વિલક્ષણ અર્થ કર્યો છે.

ગંગાદિ તીર્થવર્યા એટલે ભક્તો. જેમ ગંગાજીના આધિ ભૌતિક, આધ્યાત્મિક અને આધિ દૈવિક એમ ત્રણ રૂપો છે તે પ્રમાણે પ્રવાહ ભક્તિમાર્ગીય, જ્ઞાનમાર્ગીય અને મર્યાદાભક્તિ માર્ગીય ભક્તોનું નિરૂપણ છે. (આધિ ભૌતિક આદિ ક્રમથી લઈએ તો) પહેલાં પ્રવાહ ભક્તિમાર્ગીયોની અસાધક્તા વર્ણવી છે. ગંગા આદિ યેંષામ્ ગંગાદિ રૂપ ભક્તો કર્મમાર્ગીયો કરતાં શ્રેષ્ઠ છે માટે 'વર્ય' કહ્યા. આમ છતાં તે દુષ્ટોથી ઘેરાયેલાં છે. જેઓ સ્વરૂપથી દુષ્ટ નથી પરંતુ દોષોથી દુષ્ટ છે એવા દુષ્ટોએ ધર્મ-વ્રત વિ.ને ઢાંકી દીધા છે. પરિણામે તેઓના જ ધર્મો ધર્મીના સ્વરૂપના આવરણ કરનારા બની ગયા છે.

જેમ જલપ્રવાહમાં મૂર્તિમંત ગંગાજી તિરોહિત થયેલાં છે તેમ પ્રવાહમાર્ગમાં પણ સાક્ષાત્ શ્રી પુરૂષોત્તમ ભગવાનના સ્વરૂપનું તિરોધાન થયું છે. આ કારણે પ્રવાહભક્તિમાર્ગીયો વિભૂતિરૂપ ભગવાનનું ભજન કરે છે. તેઓને ફળ પણ તે જ અનુસાર સાંપડે છે. એમનામાં આધિદૈવિક ભજન (સેવા) પણ નથી અને ફલ પણ નથી,માટે દ્રવ્યની અશુદ્ધિ છે. પુષ્ટિમાર્ગીયો એ એવાઓનો સંગ કરવો ન જોઈએ. માટે શ્રીકૃષ્ણના આશ્રયની પ્રાર્થના કરે છે.

પુષ્ટિમાર્ગમાં આધિદૈવિક સ્વરૂપ જ સાધક છે તેથી આધિદૈવિક રસસ્વરૂપ સદાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણ નામનો જ બધા શ્લોકોમાં, અગિયારે અગિયાર શ્લોકોમાં પ્રયોગ કર્યો છે !

ભગવાનમાં પ્રીતિ ધરાવતા ભગવદીયો કદાચિત્ તીર્થ સેવન કરે તો ય એમનો ભાવ ભિન્ન હોય છે. એક દિવસ શ્રી ગુંસાઈજી કાશી પધારેલા. સૂર્યગ્રહણના પ્રસંગે તેઓ માણેકકર્ણિકા ઘાટ પર ગંગાસ્નાન કરવા પધાર્યા. કાશીના શેઠ શ્રી પુરૂષોત્તમદાસની પુત્રી રૂક્મિણી પણ ત્યાં સ્નાન માટે આવી. શ્રી ગુંસાઈજીએ એને પૂછ્યું કે, "તું કેટલા દિવસે ગંગા સ્નાન કરવા આવી ?" રૂક્મિણીએ ઉત્તર આપ્યો, "મહારાજ ! ૨૪ વર્ષ પછી ગંગા સ્નાને આવી છું" તીર્થસ્નાનના હેતુથી એને ગંગાજી પાસે આવવાનું કોઈ જ પ્રયોજન ન હતું.



ભગવાનની સેવા-ભક્તિમાં રૂક્મિણીને એટલી બધી આસક્તિ હતી કે એને માટે શ્રીગુંસાઈજી કહેતા, "શ્રી ઠાકોરજી રૂક્મિણીથી અત્રૃણી કદી નહીં થાય ?"

એક દિવસ રૂક્મિણીનો દેહ છૂટ્યો. ગંગાજીના તટે, કાશીમાં દેહ છૂટવાના લીધે કોઈએ કહ્યું કે, રૂક્મિણીએ ગંગાજીને પ્રાપ્ત કર્યાં (કેવી ભાગ્યશાળી ?) ત્યારે શ્રીગુંસાઈજીએ કહ્યું, "એમ ન કહો ! એમ ન કહો ! એમ કહો કે ગંગાજીએ રૂક્મિણી પ્રાપ્ત કર્યા."

ગંગાજીના તટે તો અનેક જીવો દેહ છોડે છે પરંતુ શ્રીગંગાજીને આવા ભગવદીય ક્યાંથી મળે ? 'ગંગાદિકન પવિત્ર કરન અવની પર ડોલે (નંદદાસજી) આવા ભગવદીયો તો ગંગાજીને પવિત્ર કરે છે.

તીર્થના આધિદૈવિક સ્વરૂપનું યથાર્થજ્ઞાન પણ કોઈક કૃપાપાત્ર દૈવી જીવને જ થાય છે. વાંસવાડાના ગોપાલદાસને પણ આ પ્રકારે સ્વરૂપજ્ઞાન થયું હતું. એમના પહેલાં, એમના ચાર ભાઈઓ બાળપણમાં મૃત્યુ પામેલા તેથી એમના પિતાએ એવી માનતા રાખેલી કે જો આ પુત્ર જીવે તો એનું મુંડન તીર્થરાજ પ્રયાગમાં કરાવીશ. ગોપાલદાસ અગિયાર વર્ષના થયા ત્યારે પિતાએ પોતાના ગુમાસ્તા, નોકર ચાકર વિ.ની સાથે પ્રયાગ રવાના કર્યા. ત્યાં સંગમ પર આવ્યા ત્યારે ગોપાલદાસને શ્રીગંગાજી, શ્રીયમુનાજીના દર્શન થયા. તેમણે ગુમાસ્તાને કહી દીધું કે, "હું અહીં તો મુંડન નહીં જ કરાવું. તમારે મને શું નરકમાં નાખવો છે ? આ તીર્થજલ તો રસાત્મક જલ છે, અલૌકિક, પાવન જલ છે તેમાં શું હું મારા વાળ નાખું ? ગુમાસ્તાએ ગોપાલદાસને બહુ સમજાવ્યા કે, પ્રયાગમાં મુંડનનું બહુ જ ફલ છે વળી તમારા પિતાએ માનતા રાખેલી છે પણ તે ન જ માન્યા. તેમણે પ્રયાગથી પાંચ કોસ દૂર જઈને, ગંગા પાર જઈને મુંડન કરાવ્યું, પછી સ્નાન કરીને પાછા પ્રયાગ આવ્યા અને ત્યાં સ્નાન કર્યું, પૂજન કર્યું. તેમને શ્રી મહાપ્રભુજીનો સાક્ષાત્કાર પણ ત્રિવેણી સંગમ પર થયો.

**તીર્થ**

તીર્થમપિ ગૃહં ચેત્તદા ન ફલતિ. તીર્થ પણ જે ઘર હોય તો ફલ આપતું

નથી. (સુબો) ભારે સૂર્યગ્રહણના પ્રસંગે યાદવો, કુરૂક્ષેત્ર યાત્રા કરવા કેમ આવ્યા ? મથુરા દ્વારિકા ય તીર્થ જ છે ને ? પણ જો તીર્થ પણ પોતાનું ઘર હોય તો તે ફલદાયી થતું નથી.

**તીર્થ વેષ**

'કૃત્વા કાર્પટિકં વેષમ્' ઈતિ નિયમઃ યાત્રામાં સાધુ વેષ (સાદાં વસ્ત્રો) ધારણ કરીને જવું જોઈએ. (૧૦-૭૯-૭)

**તીર્થ શા માટે ?**

**સર્વાભીષ્ટઃ સર્વસાથી સર્વપ્રિયહિતૈષણઃ ।**

**તીર્થૈકગમ્યો જ્ઞાનાત્મા ગુરૂર્મોક્ષપ્રદઃ પરઃ ॥ કારિકા-**

સર્વના અભીષ્ટ, સર્વના સાક્ષી, સર્વના પ્રિય, સર્વનું હિત કરનારા જે જ્ઞાન સ્વરૂપ હોય, મુક્તિ દાતા અને ઉત્તમ હોય તે ધર્મની પ્રાપ્તિ. તીર્થવાસથી જ થાય છે માટે તીર્થ સેવવાં.

**તીર્થ કોને ફલિત થાય ?**

તીર્થફલની પ્રાપ્તિ માટે જેમ તીર્થમાં તીર્થત્વ હોવું અનિવાર્ય છે એમ તીર્થનો આશ્રય કરનારની પણ યોગ્યતા આવશ્યક છે.

**યસ્ય હસ્તૌ ચ પાદૌ ચ મનશ્ચૈવ સુસંયતમ્ ।**
**વિદ્યા તપશ્ચ કીર્તિશ્ચ સ તીર્થફલમશ્નુતે ॥**

જેના હાથ, પગ અને મન પોતાના વશમાં હોય, જે વિદ્વાન હોય તપસ્વી અને યશસ્વી હોય તે જ તીર્થફલ પામે છે. જે પ્રતિગ્રહરહિત હોય, પોતાની પાસે જે હોય તેનાથી સંતોષ પામનાર હોય, અહંકારરહિત હોય તે જ તીર્થફલ પામે છે. જે દંભાદિ દોષોથી રહિત હોય, કર્તાપણાના અહંકારથી મુક્ત હોય, અલ્પાહારી અને જિતેન્દ્રિય હોય તે સર્વ પાપોથી મુક્ત થઈને તીર્થફલ પામે છે. જેનામાં ક્રોધ ન હોય, જે સત્યવાદી ને દૃઢવ્રતી હોય, જે સર્વ પ્રાણીઓ પ્રત્યે આત્મભાવ રાખનાર હોય તે જ તીર્થફલ પ્રાપ્ત કરે છે.

(મહાભારત વનપર્વ ૮૨)



સ્કંદ પુરાણ અંતરની નિર્મલતા પર ભાર મુકે છે.

**દાનમિજ્યા તપઃ શૌચં તીર્થસેવા શ્રુતં તથા ।**
**સર્વાણ્યેતાન્યતીર્થાનિ યદિ ભાવો ન નિર્મલઃ ॥**

જો અંતરનો ભાવ શુદ્ધ ન હોય તો દાન, યજ્ઞ, તપ, પવિત્રતા, તીર્થ સેવન, શાસ્ત્ર શ્રવણ અને સ્વાધ્યાય આ બધાં વ્યર્થ થઈ જાય છે.

વળી, ઐશ્વર્યના ગર્વથી, લોભથી કે મોહથી જે તીર્થયાત્રામાં વાહન પર ચઢીને યાત્રા કરે છે તેની તીર્થયાત્રા નિષ્ફળ થાય છે. એમ મત્સ્યપુરાણમાં કહ્યું છે.

**યાનમર્ધફલં હન્તિ તદર્ધં છત્રપાદુકે ।**
**વાણિજ્યં ત્રીંસ્તથા ભાગન્ સર્વં હન્તિ પ્રતિગ્રહઃ ॥**

વાહનમાં યાત્રા કરવાથી તીર્થયાત્રાનું અડધું ફલ નષ્ટ થઈ જાય છે. એનું ય અડધું છત્ર (છત્રી) અને પાદુકા (જૂતાં)ને ધારણ કરવાથી નષ્ટ થઈ જાય છે. તીર્થમાં કરવામાં આવતો વ્યાપાર યાત્રાના પોણા ભાગને નષ્ટ કરી દે છે અને પ્રતિગ્રહ (દાન લેવું) એ તો તીર્થના સમગ્ર ફલનો નાશ કરી દે છે. એમ તીર્થ પ્રકાશમાં કહેવાયું છે.

## ૭. કર્તાની અસાધકતા

જો કર્તા યોગ્ય હોય તો સર્વફલની સિદ્ધિ થાય. તો પછી શ્રીકૃષ્ણના આશ્રયની શી જરૂર ! એમાં શંકા થાય. આ સૃષ્ટિમાં અંતરંગ અને બહિરંગ ધર્મના પ્રવર્તક, પ્રચારક સંતપુરૂષો તો છે જ તો પછી ધર્મનો નાશ કેવી રીતે થઈ શકે ?

જેનો સંગ કરવામાં આવે એ જો સત્ ન હોય તો એ સત્સંગ નથી જ, અને તેથી તેનો સંગ પણ સાધક ન જ થાય. જો જ્ઞાનીઓ નિર્દોષ હોય, સમત્વભાવવાળા હોય, એકાંતવાસી હોય તો એમનો સંગ-એમનો આશ્રય સાધક બની શકે પણ એ બધાય માયાથી મોહિત થયેલા છે, સાક્ષાત્ પુરૂષોત્તમ ભગવાનની સાથે તેમનો સંબંધ થતો જ નથી તેથી એમની સાથેનો સંબંધય સાધક થતો નથી.

અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ ।
લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૪॥

સત્પુરૂષો અહંકારથી વિમૂઢ થયેલા છે, પાપીઓને અનુસરનારા છે અને લાભ અને પૂજાને માટે પ્રયત્ન કરનારા છે માટે શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો.

**અહંકારથી આવતી વિમૂઢતા**

અમારાથી વધારે જાણકાર કોઈ છે જ ક્યાં ? કે જેને અમે પ્રશ્ન પૂછી શકીએ. અમે તો સર્વજ્ઞ છીએ. આવા અહંકારથી જ્ઞાનીઓ પણ આત્મકલ્યાણના ઉપાયોના જ્ઞાનથી વંચિત થઈ ગયા. આ અહંકારથી આવતી વિમૂઢતા છે. (વિ.ર.) જેના ચિત્તમાં અહંકાર આવી ગયો તે જિજ્ઞાસુ તરીકે નષ્ટ થઈ ગયો. હવે તે કોઈને પૂછશે જ નહીં અને માયાવાદના અભિનિવેશથી વિશેષ મૂઢ થઈ જશે. (પ્ર.ક.) કલિને જીતનાર પરીક્ષિત રાજા ઉપસ્થિત હતા છતાં એમના શરણે આવવાથી કલિયુગનો ઉત્સાહ વધી ગયો એમ સંતોના હૃદયમાં અહંકાર પ્રવેશી ગયો છે. પરીક્ષિત રાજા પરમધાર્મિક



હતા. પરંતુ કલિ એમના શરણે આવતાં તે ઉદાર બન્યાં અને એમણે કલિને વસવા માટે સ્થાન આપ્યું. ત્રિદોષની ઉત્પત્તિ થઈ અને રાજાની બુદ્ધિમાં મૂઢતા આવી જતાં ઋષિનો અનાદર કરવાનું સૂઝ્યું. એ પ્રકારે અહીં અહંકારથી બધા જ **અહંકારેણ સર્વ એવ મુગ્ધા જાતા** મોહિત થયા છે. હવે જ્યારે કર્તા જ જો વિમૂઢ થયેલ હોય તો એમની ક્રિયાઓમાં ધર્મની સાધકતા ક્યાંથી આવે ? વિમૂઢ બુદ્ધિવાળાની ક્રિયાઓ પણ વિમૂઢ જ હોય ને !

થોડી મૂઢતા હોય તો એતો બીજા કોઈ ઉપાયથી ઈલાજ પણ થાય પરંતુ અહીં તો વિમૂઢતા છે. (વિ.દ્વા.)

**સત્સંગ સત્નો સંગ છે ?**

શ્રીવ્રજરાજચરણ એમની વિવરણ નામક ટીકામાં એમ સમજાવે છે કે શાસ્ત્રનો એ મત યોગ્ય છે જ કે તીર્થ કરતાં સંતસમાગમ વધુ ફલદાયી છે.

ન હ્યમ્મયાનિ તીર્થાનિ ન દેવા મૃચ્છિલામયાઃ ।
તે પુનન્ત્યુરૂકાલેન દર્શનાદેવ સાધવઃ ॥

તીર્થો જલરૂપ જ નથી, દેવો માટી કે પથ્થરના નથી. લાંબા સમય બાદ તેઓ પણ મનુષ્યને પાવન કરે છે પરંતુ સાધુ પુરૂષો તો દર્શન માત્રથી જ પાવન કરે છે. માટે સ્થલ, જલરૂપ તીર્થો કરતાં સંતસમાગમ વધુ અંતરંગ છે. એમના સંગને - સત્સંગને તો મોક્ષનું દ્વાર કહેવાય છે.

પ્રસંગમજરં પાશમાત્મનઃ કવયો વિદુઃ ।
સ એવ સાધુષુ કૃતો મોક્ષદ્વારમપાવૃતમ્ ॥

આમ તો 'સંગ' આત્મા પરનું અતૂટ બંધન છે પરંતુ જો એ જ સંગ સાધુ પુરૂષો સાથે કરવામાં આવે તો એ મોક્ષનું દ્વાર ખોલી નાખે છે, આવાં, સત્સંગ મહિમા સમજાવતા અનેક ઉદાહરણો છે પરંતુ કલિનો પ્રભાવ અહીં પણ પ્રવર્ત્યો છે. માર્ગના પ્રચારક મહાનુભાવો પોતાની પંડિતાઈના અભિમાનથી વિમૂઢ થયેલા છે.

આ વિમૂઢતાના બે કારણો છે. પાપાનુવર્તી અને લાભપૂજાર્થયત્ન.

પંડિત તો પાપ કરનારા રાજસ અને તામસ મ્લેચ્છો વિ.ને અનુસરનારા થયા, એમના આશ્રિત થયા.

પ્રશ્ન થાય કે એમ તો અક્રૂરજી જેવાય કંસના સેવક હતા તો શું અક્રૂરજી દુષ્ટ થઈ ગયા ? વિમૂઢ થઈ ગયા ? એ ન થયા પરંતુ હાલના પંડિતો થઈ ગયા કેમ કે એઓ દ્રવ્ય વિગેરેના લાભ માટે, પોતાની ઉન્નતિના લાભ માટે પ્રયત્ન કરે છે આ પ્રયત્ન પણ બાહ્ય રીતે અને આભ્યંતર રીતે કરી રહ્યા છે. માટે શ્રીકૃષ્ણનો જ આશ્રય હો ! (વિ.પ્ર.)

### પાપ અને પાપીનું અનુસરણ

સજ્જનો દુરાચરણ અને અપકાર જેવા પાપનું અનુવર્તન કરવા લાગ્યા છે. પોતાની જીવિકા માટે નિષિદ્ધ આચરણ કરવા લાગ્યા છે. (વિ.ર.) નિષિદ્ધ કર્મોના આચરણથી તેની ફલરૂપતાને પામેલા તે પાપી. આવા પાપીઓથી મળેલા વિષયોને ભોગવનાર પાપાનુવર્તી કહેવાય (વિ.દ્વા.) પાપ અને પાપીઓને અનુસરે તેને સંગદોષ પણ લાગે અને અન્નદોષ પણ લાગે છે. તેમને કોઈ ફલસિદ્ધિ થતી નથી. ફલની સિદ્ધિતો શ્રીકૃષ્ણના આશ્રયથી જ થાય કેમકે ભગવદાશ્રયથી ભક્તના હૃદયમાં વેદના અર્થ પણ સ્ફૂરે છે અને સ્વદોષની ય સ્ફૂરણા થાય છે. (પ્ર.ક.)

### લાભ અને પૂજા માટે પ્રયત્ન

**'પારમાર્થિકમપિ કર્મ લાભપૂજ્યભ્યામેવ કુર્વન્તિ'** એમની વિમૂઢતા તો જુઓ કે તેઓ પારમાર્થિક કર્મ પણ લાભ અને પૂજા (સન્માન) માટે કરે છે. (પ્ર.ક.) તેઓ ધનની પ્રાપ્તિ તથા સ્વની ઉન્નતિપૂર્વક લોકસન્માનની પ્રાપ્તિ માટે, સ્વાર્થને સિદ્ધ કરવા માટે જ પરિશ્રમ કરનારા થયા છે. (વિ.ર.) આવા સત્પુરૂષો લાભહેતુક પૂજા માટે જ પ્રયત્ન કરે છે. ભગવત્કીર્તન આદિમાં સંતોષ પામનારા થઈને પરસ્પરની પૂજા કરનારા થતા નથી. (વિ.દ્વા.)

આ પરિસ્થિતિમાં શ્રી કૃષ્ણ જ આશ્રય હો એ જ યોગ્ય છે.



### જ્ઞાન અને ભક્તિનું ફલ

પંડિતોમાં ય 'અહં બ્રહ્માસ્મિ' હું બ્રહ્મ છું એવું અભિમાન આવી જાય છે. અજ્ઞાની જીવ મૂઢ હોય છે પણ જ્ઞાનીને અહંકાર આવતાં તે વિમૂઢ વિશેષ મૂઢ બની જાય છે. માનો કે અભિમાન નથી તોય એમનો સાક્ષાત્ પુરૂષોત્તમ સાથે સંબંધ થવાને બદલે અક્ષરબ્રહ્મ સાથે જ સંબંધ થાય છે, અને એને જ પરમ ફલ માની લે છે. અક્ષરબ્રહ્મ સાથે એકત્વ ભાવ આવતાં પરસ્પરનો સેવ્ય-સેવકભાવ પણ નષ્ટ થઈ જાય છે. આ સ્થિતિ પણ વિમૂઢતા જ છે.

કદાચ એવી શંકા થાય કે, જ્ઞાનીઓની તો અવિદ્યા નિવૃત્ત થઈ જાય છે, તે કારણે એમને અનુભવરૂપ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે, તે કારણે એમને અનુભવરૂપ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે. પરિણામે એમનો બ્રહ્મમાં જ લય થઈ જાય છે તો એમને મોહ, વિમૂઢતા કેવી રીતે સંભવે ? આનું સમાધાન કરતાં વિવરણકાર લખે છે કે, "**સ્વર્ગાપવર્ગનરકેષ્વપિ તુલ્યાર્થદર્શિનઃ**" સ્વર્ગ, મોક્ષ અને નરકમાં પણ સમતા જોનારાઓ... એ વાક્યાનુસાર પુષ્ટિમાર્ગીઓના ફલમાં પ્રતિબંધ આવશે. તેમને સાક્ષાત્ પુરૂષોત્તમનું જ્ઞાન નહીં થાય.

જે જ્ઞાનમાં ભગવાનનું જ્ઞાન થતું નથી એ જ્ઞાન પણ પાપરૂપ છે અને એને માનનાર પાપાનુવર્તી જ કહેવાશે. જો આ માત્રજ્ઞાનીઓ તો અક્ષરબ્રહ્મમાં લય થઈ જ જાય તો પછી એમનો પૂર્ણપુરૂષોત્તમ શ્રી કૃષ્ણ સાથે સંબંધ થવોય શક્ય નથી.

અક્ષરબ્રહ્મ સાથે સંબંધમાં આનંદાનુભૂતિ શક્ય નથી ? 'લાભપૂજાર્થયત્નેષુ' એ માર્ગમાં સાધનદશા અને ફલદશાનો અનુભવ થતો નથી. એમનો પ્રયાસ આત્મલાભરૂપ લાભ અને તેની સિદ્ધિ માટે મનોકલ્પિત મૂર્તિની ઉપાસનારૂપ પૂજા માટે જ તે પ્રયત્નશીલ રહે છે.

આત્મા અને પરમાત્માની એક્તા : એ મુક્તિનો જ એક પ્રકાર છે પણ એમાં ભક્તના સ્વરૂપની તેની સર્વેન્દ્રિયોની સાર્થક્તા સિદ્ધ થતી નથી, અદ્વૈત જ થઈ જવાથી આનંદાનુભવનું જ્ઞાન પણ સિદ્ધ થતું નથી. જેમ જળમાં

ડૂબેલાને જળપાનનો આનંદ આવતો નથી તેમ બ્રહ્મરૂપ થઈ જનાર બ્રહ્માનંદનો અનુભવ માગી શકતો નથી.

સેવકભાવ, સંપન્ન, દાસભાવવાળા ભક્તને તો **'ભગવતા સહ સંલાપ'** ભગવાન સાથે લીલામાં સ્પર્શ, દર્શન, વાર્તાલાપ વિ. સર્વ પ્રકારે તેની ત્વચા, નેત્ર, કાન વિ. બધી જ ઈન્દ્રિયોને સાક્ષાત્ સ્વરૂપનો અનુભવ થાય છે.

માટે પુષ્ટિભક્તને અક્ષરના ઉપાસક જ્ઞાનમાર્ગીઓનો સંગ કરવો સાધક નથી જ. ઉલટાનો બાધક છે. આ કારણે શ્રીકૃષ્ણનો જ આશ્રય કર્તવ્ય છે.

ભગવાનદાસ સાંચોરાની વાર્તાના ભાવપ્રકાશમાં કર્તાની 'પાત્રતા'નું મહત્વ સુંદર રીતે સમજાવાયું છે. કોઈ સુપાત્રમાં જો વિદ્યા-શાસ્ત્રજ્ઞાન આવે તો તે જલરૂપ બને છે અને કુપાત્ર પાસે આવે તો તે અગ્નિરૂપ થાય છે. સુપાત્રની અંદર શાસ્ત્રનું જ્ઞાન શીતલતા ઉત્પન્ન કરે છે. તેના અંતર્ચક્ષુ ખુલી જાય છે. ચિત્ત જલની જેમ શીતલ થઈ જાય છે. કોઈપણ પરિસ્થિતિમાં ઉગ્રતા આવતી નથી. સુખદુઃખને તે ભગવદીચ્છા જાણે છે. તેને જગતમાં તેમ જ જીવમાત્રમાં ભગવદ્ બુદ્ધિ થાય છે. કામક્રોધાદિ દોષો નિવૃત્ત થાય છે તેમજ દીનતા, સંતોષ અને નિર્મલ સ્વભાવ પ્રાપ્ત થાય છે. તે આ લોક અને પરલોકમાં સુખી થાય છે. જે ભગવદાશ્રિત છે એની જ વિદ્યા સફળ છે.

પણ કુપાત્રને શાસ્ત્રજ્ઞાન અગ્નિ સમાન બની જાય છે. 'વિદ્યા વિવાદાય ધનં મદાય' કુપાત્ર હોવાથી એનામાં કામક્રોધાદિ દોષો હોય જ વળી વિદ્યાના કારણે અહંકાર જન્મે. પછી તો જગતમાં બધાને તુચ્છ જાણે, અહંકારના અગ્નિમાં રાતદિવસ બળ્યા કરે. આ લોકમાં દુઃખી રહે અને પરલોકે દુર્ગતિ નરક પામે.

**મૂઢતા**

ચિત્તમાં મૂઢતાં આવતાં

અકાર્યાણાં ચ કાર્યાણાં સંયોગં યઃ કરોતિ વૈ ।
કાર્યાણામક્રિયાણાં ચ સ પાર્થ પુરૂષાધમ ॥



મનુષ્ય કાર્ય અને અકાર્ય (કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય) વચ્ચે ભેળસેળ કરી નાખે છે. આવો મનુષ્ય અધમ છે. કાર્ય અકાર્યનો નિર્ણય કરવામાં અજ્ઞાની-અવિવેકી મનુષ્ય પરાધીન અને મૂઢ બની જાય છે.

ધર્મનું તત્વ દુર્જ્ઞેય છે. મહાકષ્ટે એન કાર્ય-અકાર્યને જાણી શકાય છે. આ તત્વનું જ્ઞાન વૃદ્ધજનો - ગુરૂજનોની સેવા દ્વારા જ સુલભ થાય છે. અહંકારી મનુષ્યને વૃદ્ધ ગુરૂજનોની સેવા રૂચતી હોતી નથી. અને એ કારણે એ વિમૂઢતામાં જ રહે છે.

વિવેકવાન બનીને જે સૌની સાથે વ્યવહાર કરે છે તે જ સ્વસ્થ છે, મૂઢતારહિત છે. અહંકારી તો સૌની સાથેનો વ્યવહાર અહંતાપૂર્ણ જ હોય છે. એ નમ્રતા દર્શાવે તો ય એની નમ્રતા પાછળ એનો અહંકાર છુપાયેલો હોય છે.

વિવેકવાન મનુષ્યના વ્યવહારમાં વિવેક હોય છે. જેની સાથે જેવો વ્યવહાર કરવો આવશ્યવક હોય છે તેવો જ વ્યવહાર કરે છે. જેમને **મૈત્રીકરૂણામુદિતોપેક્ષાણાં સુખદુઃખ પુણ્યાપુણ્ય વિષયાણાં ભાવનાતશ્ચિત્ત પ્રસાદનમ્** આ 'યોગ સૂત્ર' અનુસાર સુખી પ્રત્યે મૈત્રી, દુઃખી પર કરૂણા પુણ્યશાળીથી મુદિતા (પ્રસન્નતા) અને પાપી પ્રત્યે ઉપેક્ષાની ભાવના રાખે છે. આના કારણે પોતાના ચિત્તની એકાગ્રતામાં આવતા વ્યાવહારિક અંતરાયો દૂર થાય છે, ચિત્ત પ્રસન્નતા અનુભવે છે.

## ૮. મંત્રની અસાધકતા

મંત્રો અનેક છે. તાંત્રિક અને વૈદિક મંત્રો અનેક છે અને તેઓ મનુષ્યને પાવન કરનાર છે તો એમનો આશ્રય ન કરવો ?

જ્ઞાનીઓમાં કેટલાક ભક્તો પણ હોય છે, ભક્તોમાં કેટલાક પ્રેમયુક્ત પણ હશે. પ્રેમીભક્તોમાં કેટલાક નામનિષ્ઠાવાળા તો કેટલા સેવાનિષ્ઠાવાળા હસે. તો નામનિષ્ઠાવાળા - મંત્રોપાસકોનો સંગ કરીએ તો ન ચાલે ? (વિ.)

જો અહંકારવિમૂઢ સંતો થઈ ગયા છે તો મંત્રોપાસના કરીએ. મંત્ર સાધના જપ એ બધું તો સ્વસાધ્ય છે. મંત્રોનો મહિમા તો ખૂબ જ છે, વેદો કરતાંય મંત્રોને મહાન કહ્યા છે.

**પરિહાય્યાપિ વેદાંસ્ત્રીન્ કર્માણિ વિહિતાનિ ચ ।**
**ગાયત્રીમાત્રમાશ્રિત્ય દ્વિજો ભવતિ નિર્ભયઃ ॥**

"ત્રણ વેદો અને સઘળા વિહિત કર્મોને છોડીને પણ માત્ર ગાયત્રી જપના આશ્રયથી દ્વિજ નિર્ભય બને છે" વળી કહેવાયું છે કે **ગાયત્રીહીનવેદાસ્તુ સાંગા અપિ ચ નિષ્ફલાઃ** "ગાયત્રી રહિતને માટે તો અંગ સહિત વેદો પણ નિષ્ફળ છે." ગોપાલ મંત્રનો મહિમા પણ કેટલો ?

**સર્વેષુ વર્ણેષુ તથાશ્રમેષુ નારીષુ નાનાહ્વયજન્મભેષુ ।**
**દાતા ફલાનામભિવાંછિતાનાં દ્રાગેવ ગોપાલકમંત્ર એષ ॥**

"સર્વ વર્ણ, આશ્રમ, જાતિ,જન્મ આદિમાં સર્વને ફલિત થતો આ ગોપાલમંત્ર જપવો જોઈએ." એમ કહેવાયું છે.

તો શું ખરેખર મંત્રો સાધક છે ? મંત્રાશ્રય કરી શકાય ? શ્રીમહાપ્રભુજી હવે ધર્મ, સાધનના પાંચમા અંગ 'મંત્ર'ની અસાધકતાનું નિરૂપણ કરે છે. (વિ.પ્ર.)

**અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ ।**
**તિરોહિતાર્થદેવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૫॥**



મંત્રોનું તાત્પર્યજ્ઞાન નષ્ટ થયું છે અને વ્રતનિયમપૂર્વક એમનો યોગ ન થતો હોવાથી એમાંથી 'અર્થ' અને 'દેવ' તિરોહિત થયા છે માટે શ્રીકૃષ્ણ જ આશ્રય હો !

**મંત્ર વિજ્ઞાન લુપ્ત થઈ ગયું.**

ગુરૂજનો સાથેનો સંપર્ક તૂટી ગયો, ગુરૂસેવા છૂટી ગઈ અને તેથી ગુરૂશિષ્ય પરંપરાથી જે પારંપરિક વિદ્યા હતી તે હવે લુપ્ત થઈ ગઈ. મંત્ર, પાઠ વિ. રહ્યા પરંતુ એના વિનિયોગ આદિની જાણકારી ખોવાઈ ગઈ (વિ.ર.)

મંત્રોનું **પરિત જ્ઞાન** એટલે અંગો સાથે, ફલ સુધીના સ્વરૂપના નિશ્ચયને જાણવો આવશ્યક છે. જો મંત્રના સ્વરૂપ અને માહાત્મ્યને વિવેકપૂર્વક સમજવામાં ન આવે તો એનો હીન કામનાઓમાં દુરૂપયોગ પણ થાય છે જેમ કે ગોપાલાદિ મંત્રોના ફલના નિરૂપણમાં વારાંગના વશીકરણ વિ. પણ સાંભળવામાં આવે છે. માટે **અનર્થોપશમં સાક્ષાત્ ભક્તિયોગમધોક્ષજે** એ વાક્યાનુસાર ભગવાનના મંત્રોનો ઉપયોગ વિષયવિલાસને માટે, જેને મંત્રના માહાત્મ્ય, ગૌરવ અને સ્વરૂપનું જ્ઞાન ન હોય એ જ કરે. એવું થયું પણ છે જ. જે ભક્તિયોગનું ફલ અનર્થનું શમન હોવું જોઈએ એનો ઉપયોગી વિષયવિકાર માટે થાય તો તે મંત્ર-સાધન નષ્ટ થઈ જ જાય. (વિ.દ્વા.)

**મંત્રસ્ય ચ પરિજ્ઞાનં કર્મશુદ્ધિમદર્પણમ્** (ભા.૧૧-૨૧-૧૫) ભગવાને ઉદ્ધવજીને ઉપદેશ આપતાં કહ્યું છે કે, કર્મની શુદ્ધિ મને કર્મ અર્પણ કરી દેવાથી થાય છે અને ગુરૂમુખેથી પ્રાપ્ત કરીને, સમજીને હૃદયસ્થ કરી લેવાથી મંત્રની શુદ્ધિ થાય છે. જ્ઞાન એટલે જાણવું પરંતુ પરિજ્ઞાન એટલે **પરિજ્ઞાનં નામ ગુરૂપસત્યાદિના વિધાન ન્યાસપાઠાર્થતાત્પર્યવિનિયોગદીનાં નિર્ધારઃ** સદ્ગુરૂ પાસેથી મંત્રના વિધાન, પાઠ, અર્થ, ન્યાસ, તાત્પર્ય, વિનિયોગ વિ.નો નિશ્ચય. આ પ્રકારના પરિજ્ઞાનનો અભાવ થયો હોવાથી મંત્રમાં સાધક પણ રહ્યું નથી. (વિ.દ્ર.)

માનો કે મંત્ર પરિજ્ઞાન છે તો ય એક બીજી ત્રુટિ છે.

**ઉપાસકોમાં વ્રતયોગ ક્યાં છે ?**

મંત્રોની સ્થિતિ વ્રતભ્રષ્ટ લોકોમાં થઈ છે. માટે પરિજ્ઞાન હોય તો પણ, મંત્રાર્થ અને અધિષ્ઠાતા દેવ તિરોહિત ન હોય તો પણ મંત્ર ફલદાયી થતા નથી. બીજો અર્થ લઈએ તો સ્વ સ્વ આશ્રમમાં રહેલા યોગીઓ વ્રતહીન બનેલા છે. (વિ.ર.)

આગમોક્ત અને વૈદિક બધા જ મંત્રો તાત્પર્ય, ફલ, દેવતા અને સ્વરૂપના અજ્ઞાનથી નષ્ટપ્રાય થઈ ગયા છે. વૈદિક મંત્રો ત્યારે જ સાધક થાય જ્યારે ગુરૂકુલવાસ, બ્રહ્મચર્ય, શુદ્રથી અસંસર્ગ અને અનધ્યાય રહિત થઈને ભણવામાં આવ્યા હોય. આમ છતાં અવ્રતયોગીને તે બધું હોય તો પણ મંત્રો અસાધક થઈ જાય છે. (પ્ર.ક.)

(અવ્રતયોગી - **વ્રતેષુ અયોગો યેષામ્, વ્રતાનાં અયોગો યેષુ.**) વ્રતો સાથે જેઓનો યોગ નથી અથવા જેઓ સાથે વ્રતોનો યોગ નથી એવા અવ્રતયોગીઓ. વળી, જેઓ વ્રતો કરે છે તેઓ પણ અવ્રતયોગીઓ જ છે ! કેમકે **'અધુના હ્યધિકારાસ્તુ સર્વ એવ ગતાઃ કલૌ'** અત્યારે કલિયુગ હોવાથી બધા જ અધિકારો નષ્ટ થઈ ગયા છે. એવા વચનને લીધે વ્રતયોગીઓ પણ અવ્રતયોગીઓ છે.

આ વાંચતા આપણા મનમાં એવો પ્રશ્ન જાગી શકે કે, અત્યંત પ્રયાસપૂર્વક કરવામાં આવતા કર્મ-વ્રત વિ.ને અસાધક કેમ કહેવામાં આવે છે ? વ્રત વિ.નો ભક્તિના સાધક કહ્યા છે જેમકે

દાનવ્રતતપોહોમ જપ સ્વાધ્યાયસંયમૈઃ ।
**શ્રેયોભિર્વિવિધૈશ્ચાન્યૈઃ કૃષ્ણે ભક્તિર્હિ સાધ્યતે ॥**

દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ અને એવા બીજા કેટલાય કલ્યાણકારી સાધનોથી ભગવાન શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે (ભાગ ૧૦-૪૭-૨૪) તો એની સમાધાનમાં કહેવામાં આવ્યું છે કે, ઉપરોક્ત વાક્યો 'પ્રાવાહિક ભક્તિ'ને લાગુ પડે છે.



વસ્તુતઃ તો ભક્તિ એક માત્ર ભગવદીચ્છાથી જ સાધ્ય છે. ભગવાન સ્વયં ભાગવતમાં બોલ્યા છે કે, હે પ્રિય ઉધ્ધવ ! મને (સત્સંગથી જેમ પામી શકાય છે એમ) યોગ વડે, સાંખ્ય વડે, ધર્મપાલનથી, સ્વાધ્યાયથી, તપથી, ત્યાગથી, ઈષ્ટાપૂર્તથી કે દક્ષિણાથી પામી શકાતું નથી." ગીતાજીમાં પણ કહે છે કે હે અર્જુન ! જે જે પાપયોનિમાં જન્મ્યા છે તે બધા, સ્ત્રીઓ, વૈશ્યો, શુદ્રો આ બધા જ મારો આશ્રય કરીને પરમગતિને પામી જાય છે ! "**નાયમાત્મા પ્રવચનેન લભ્યો ન મેધયા ન બહુના શ્રુતેન** " ભગવાન પ્રવચનથી, બુદ્ધિથી, જ્ઞાનથી મળતા નથી.

આ બધા સ્મૃતિ, શ્રુતિ વાક્યો પણ એજ પ્રતિપાદન કરે છે કે ભક્તિ ભગવાનની ઈચ્છાથી જ સાંપડે છે. તે સાધન સાધ્ય નથી.

માટે ભગવદ્ આશ્રયમાં કર્મ, વ્રત વિ. પ્રયોજક નથી.

**વ્રતાદિ કરવાં શા માટે ?**

કોઈ આનો એવો અર્થ ન કરે કે ભગવદીય ને માટે એકાદશી, જન્માષ્ટમી વિ. વ્રતો વ્યર્થ છે. ભક્તિમાર્ગમાં કર્મવ્રત વિ.નું સ્વરૂપ જાણવું જોઈએ. ભક્તો જે જે વ્રતાદિ કરે છે તે તે ભગવાનને પ્રસન્ન કરવાના હેતુથી જ, ભગવાનને જ સમર્પણ કરવાની ભાવનાથી કરે છે સ્વયં ભગવાને આજ્ઞા આપી છે કે

**'યત્કરોષિ યદશ્નાસિ, યજ્જુહોષિ દદાસિ યત્ ।**
**યત્તપસ્યસિ કૌંતેયતત્કુરૂષ્વ મદર્પણમ્ ॥**
(ગીતા૯/૨૭)

"હે અર્જુન, તું જે કર્મ કરે, ભોજન કરે, યજ્ઞ કરે, દાન કરે જે તપ કરે તે બધું મને અર્પણ કરી દે."

આ સમર્પણભાવથી તેમજ **'યસ્ય સ્મૃત્યા ચ નામોકત્યા'** કર્મના અંતે ભગવાનના સ્મરણ અને નામોચ્ચારણથી તપ, યજ્ઞ આદિ બધા જ કર્મોમાં પૂર્ણતા આવે છે. એટલે ભગવદ્ ભક્તોના, ભગવદ્ આશ્રિતોના કર્મ પરિપૂર્ણ

થાય છે, સફળ થાય છે.

એ સ્પષ્ટ છે કે જો ભગવાનનો આશ્રય ન હોય તો કર્મ અપૂર્ણ જ રહેશે.

**મંત્રના અર્થ અને દેવ તિરોહિત**

મંત્રનો જાપ કરનારને જ્યારે એના ગૂઢ અર્થની અને અધિષ્ઠાતા દેવની ખબર જ નથી તો એનાથી કેટલું પ્રયોજન સિદ્ધ થશે એ જ વિચારોને ! (વિ. ૨) જો આગમ કથિત મંત્રોનું તાત્પર્ય જાણવામાં ન આવે તો તે મંત્રોના અર્થ અને દેવનું તિરોધાન થઈ જાય છે. (પ્ર. ક.)

જ્યારે મંત્રોના અધિષ્ઠાતા દેવતાઓ - અર્થરૂપ દેવતાઓ તિરોહિત થઈ ગયા હોય ત્યારે મંત્ર પણ સારહીન જ થઈ જાય એ સ્વાભાવિક છે. (વિ. દ્વા.)

વિવરણકાર સુંદર અર્થ કરે છે, **એકં શાસ્ત્રં** શ્લોકમાં **મંત્રોપ્યેકસ્તસ્ય નામાનિ યાનિ** અનુસાર ભક્તોને માટે તો ભગવાનનું નામ જ સર્વશ્રેષ્ઠ મંત્ર છે. તેનું સંકીર્તન કરનારા ઉચિત જ કરે છે. તેઓ નામમંત્ર સંકીર્તન કરી છે ત્યારે તેમને ભગવદાનંદના અનુભવરૂપે અશ્રુપાત અને રોમાંચ પણ થાય છે. આમ છતાં તે મર્યાદા માર્ગીય હોવાથી સ્વરૂપદૃષ્ટિથી મંત્રને જાણનારા નથી. એ મંત્રના પરિજ્ઞાનનો નાશ થયો. વળી તેઓને શ્રીકૃષ્ણના રસાત્મભાવરૂપ અર્થનું જ્ઞાન નથી તેથી અર્થનું તિરોધાન કહેવાથી અને એમનામાં અવ્રતયોગ પણ જોવા મળે છે. વ્રત એટલે જેમ પતિવ્રતા સ્ત્રીને પતિ પ્રત્યેના પરમ અનુરાગથી રસાત્મકતાનો અનુભવ થાય છે અને એની એના પતિમાં જ નિષ્ઠા હોય છે તે - એટલે કે વ્રત એટલે અનન્યતા. મતલબ કે અવ્રતયોગ એટલે અનન્યતાનો અભાવ.

જેનો જેવો ભાવ અને અધિકાર હશે તેવા ભગવન્નામોનો ઉચ્ચાર કરશે. મુમુક્ષુ ભક્ત (મર્યાદી ભક્ત) હે વાસુદેવ ! હે મુકુંદ ! હે નારાયણ ! હે જ્ઞાનનિધિ ! જેવા નામોનો ઉચ્ચાર કરશેતો પ્રેમી (પુષ્ટિ) ભક્તો હે સુરતનાથ ! હે વ્રજજનાર્તિહન્ ! જેવા પ્રેમરસથી તરબોળ નામ ઉદ્બોધન કરશે. આ પ્રમાણે જેનો જેવો અધિકાર હશે તેને તેવું ફલ મળશે. (વિ. અ.)



## ૯. કર્મની અસાધકતા

મંત્રના તાત્પર્યનો નિર્ણય તો મીમાંસા વિગેરેથી ય થઈ શકે છે માટે કર્મથી જ ફલસિદ્ધિ થાય. તો કર્મનો આશ્રય કેમ ન કરાય ? (પ્ર.ક.) માનો કે તાંત્રિક મંત્રો વિ. નથી પણ અગ્નિહોત્ર, ચાંદ્રાયણ જેવા વ્રતોથી તો કાર્યસિદ્ધ થઈ શકે ને ? (વિ.દ્વા.) જેવા દોષો મંત્રોમાં આવી શકે છે એવા સ્વધર્મ, વ્રત કે આચારમાં તો નથી જ આવતા. વળી વ્રતો કરવા સરળ છે, અંતરંગ ધર્મરૂપ છે. શ્રી ભાગવતજીના એકાદશ સ્કંધમાં સ્વયં ભગવાન ઉદ્ધવને કહે છે કે -

**સ્વધર્મસ્થો યજન્ યજ્ઞૈરનાશીઃ કામ ઉદ્ધવ ।**
**ન યાતિ સ્વર્ગનરકૌ યદન્યન્ન સમાચરેત્ ॥**

હે ઉદ્ધવ ! પોતાના વર્ણ અને આશ્રમને અનુકૂળ ધર્મમાં રહીને યજ્ઞો દ્વારા, કોઈપણ આશા કે કામના વગેરે મારી આરાધના કરતો રહે અને નિષિદ્ધ કર્મોથી દૂર રહીને વિહિત કર્મોનું જ આચરણ કરે તો એને સ્વર્ગેય જવું પડતું નથી અને નરકે ય જવું પડતું નથી.

**ઈહ લોકે વર્તમાનઃ સ્વધર્મસ્થોનઘઃ શુચિઃ ।**
**જ્ઞાનં વિશુદ્ધમાપ્નોતિ મદ્ભક્તિં ચ યદચ્છયા ॥**

સ્વધર્મમાં નિષ્ઠા રાખનાર મનુષ્ય અહીં જ (આ શરીરમાં જ/આલોકમાં જ) રહીને નિષ્પાપ બનીને, વિશુદ્ધ બનીને મારા વિશુદ્ધ તત્વજ્ઞાનને (આત્મસાક્ષાત્કારરૂપ જ્ઞાનને) અથવા મારી ભક્તિને પામે છે, આ ફળ એને અનાયાસે જ મળે છે. (૧૧-૨૦-૧૦/૧૧) વળી કેદારનું જલ પીવે એનો પુનર્જન્મ ન થાય" અને પુરાણોમાં

**તથા ચૈકાદશી હયેકા ગર્ભવાસક્ષયંકરી ।**
**એકાદશી સમં પુણ્યં ન ભૂતં ન ભવિષ્યતિ ॥**

એકાદશી ગર્ભાવાસનો નાશ કરનારી છે. એના જેવું પુણ્ય બીજું થયું નથી અને થશે ય નહીં." જેવા મહિમા ગવાયા છે. મહાભારતમાં

આચારપ્રભવો ધર્મ ધર્મસ્ય પ્રભુરચ્યુત આચારમાંથી ધર્મનો ઉદ્ભવ થાય છે અને ધર્મના સ્વામી શ્રીકૃષ્ણ છે એમ કહેવાયું છે. તો આ અને આવો અનેક વાક્યોમાં ધર્મ/વ્રતને સાધક કહ્યા છે તો એમનો આશ્રય ન કરી શકાય ? (વિ.વ્ર.)

આ શંકાનું સમાધાન શ્રી મહાપ્રભુજી છઠ્ઠા શ્લોકમાં કરે છે કે...

**નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ ।**

**પાષંડૈક પ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૬॥**

સર્વ કર્મ વ્રત વિગેરે, જુદા જુદા વાદોથી નષ્ટ થયા છે અને પાખંડમાં જ પ્રયત્ન હોવાથી શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો !

**વિવિધ વાદોથી કર્મનાશ**

સોમયાગાદિ કર્મો અને એકાદશી વિ. વ્રતો વિવિધ વાદોથી નષ્ટ થઈગયા છે. મુખ્ય વાદ આ પ્રમાણે છે.

(૧) માયાવાદ.

માયાવાદ (શાંકરમત) એમ માને છે કે સમગ્ર પ્રપંચ (જગત) મિથ્યા છે. વેદો પણ પ્રપંચમધ્યપાતી હોવાથી, આ સ્થૂળ જગતમાં સ્થૂળ રૂપે રહેલા હોવાથી મિથ્યા છે જેમ પ્રપંચ વ્યાવહારિક હોવાથી વ્યવહારમાં જ પ્રમાણ છે (પરમાર્થમાં નહીં) તેમ વેદ અને વેદવિહિત કર્મોને પણ વ્યવહારમાં જ પ્રમાણ માનવા જોઈએ.

(૨) પૂર્વમીમાંસાકારોનો મત છે કે કર્મ જ મુખ્ય છે. બ્રહ્મઆદિનો ઉત્કર્ષ પણ યજ્ઞો દ્વારા જ થયો છે એમ સંભળાય છે. ઉત્તરોત્તર કર્મમાં પ્રવૃત્ત થવામાં પૂર્વવાસના (પૂર્વના કર્મોનો અભ્યાસ) જ કારણરૂપ છે માટે કર્મ જ કરવાં જોઈએ. કર્મથી જ ફલસિદ્ધિ છે. કર્મ સિવાય બીજું કોઈ ઉપાસ્ય, ફલદાતા કે પ્રવર્તક નથી. મંત્રના દેવ પણ મંત્રરૂપ જ છે એનાથી ભિન્ન નથી. માટે કોઈપણ દેવતાની કૃપા પ્રાપ્ત કરીને, કોઈપણ પ્રકારના ફલની પ્રાપ્તિ કરવા માટે પણ કર્મ કરવા સિવાય બીજું કાંઈ કરવાની જરૂર નથી.



(૩) નૈયાયિકોનો મત છે કે, શાસ્ત્રો દ્વારા પ્રમાણ, પ્રમેય વિ. ૧૬ પદાર્થોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને તે જ્ઞાનનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી આત્મસાક્ષાત્કાર થાય છે. આ સાક્ષાત્કારથી દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થઈ જાય છે. આ જ ફલ છે. ઈશ્વરની ઉપાસના કરવાની કે ઈશ્વરને ફલરૂપ માનવાની કોઈ જરૂર નથી.

(૪) નિરીશ્વર સાંખ્યવાદીઓનો મત છે કે પ્રકૃતિ અને એના વિકારોની ઉપાધિનો વિલય કરીને પુરૂષ જ્યારે સ્વસ્થ થાય છે ત્યારે તે સ્થિતિ જ ફલ છે, મોક્ષ છે. ભગવાન ફલ નથી.

આવા અનેક પ્રકારના વાદ પ્રચલિતછે. એનાથી કર્મો વિશેષ નષ્ટ-વિનિષ્ટ થઈ ગયા. વિપરીત અર્થ લેવાથી કર્મ જે અલ્પ ફલ આપે તેનીય સંભાવના ન રહી.

સાચો વૈદિક સિદ્ધાંત જોવાથી આ બધા વાદ એક રીતનો પ્રલાપ જ છે. જગત મિથ્યા હોઈ જ ન શકે. વેદ કહે છે, **પુરુષ એવેદં સર્વમ્, એતદાત્મ્યમિદં સર્વમ્, સર્વસ્ય વશી સર્વસ્યેશાનઃ, એષ ઉ એવ તં સાધુ કર્મ કારયતિ, અહં સર્વસ્ય પ્રભવઃ, કો નુ રાજન્નિન્દ્રિયવાન્,દેવોસુરો મનુષ્યો વા,ફલમત ઉપપત્તેઃ, તએવં તૃપ્તાસ્તર્પયન્ત્યેનમ્, દેવા વૈ સત્રમાસત, વિશતે તદનંતરમ્,મામેવૈષ્યસિ,આનંદં બ્રહ્મણો રૂપમ્**

"આ બધું પુરુષ (પરમાત્મા) જ છે, આ બધું બ્રહ્મરૂપ છે, પ્રભુ સર્વને વશ રાખે છે, સર્વ પર શાસન કરે છે. આ બધા વાક્યોથી સિદ્ધ થાય છે કે આ બધો પ્રપંચ (જગત) બ્રહ્મરૂપછે, સત્ય છે અને તેથી કર્મ પણ સફળ છે ." (આ વાક્યોથી માયાવાદનું ખંડન કર્યું) વળી "ભગવાન એને જ સારા કર્મો કરાવે છે કે જેને ઊંચી ગતિ આપવી છે, જેની ઉન્નતિ કરવી છે, હે અર્જુન ! હું જ સમગ્ર જગતની ઉત્પત્તિનું કારણ છું, ભલા એવો કોણ દેહધારી હશે કે મુકુંદ ભગવાનનું ભજન ન કરે ? દેવ, અસુર, મનુષ્ય યક્ષ કે ગંધર્વ હોય, જે હોય તે મુકુંદ ભગવાનના ચરણોની સેવા કરવાથી મુક્તિ પામે છે, ભગવાન જ સર્વના ફલદાતા છે કેમકે જે સર્વના નિયામક હોય એ જ ફલદાતા હોઈ શકે

છે, યજ્ઞથી સંતૃપ્ત થયેલા દેવ યજ્ઞ કરનારને ય તૃપ્ત કરે છે, નિશ્ચય દેવોએ યજ્ઞ કર્યો હતો." આવા પ્રમાણોથી જૈમિનીનો મત પણ ખંડિત થઈ જાય છે. વસ્તુતઃ તો જીવને પ્રવૃત્ત કરાવનાર, જગતની ઉત્પત્તિનું કારણ, જીવમાત્રના સેવ્ય, અને સર્વવિધ કર્મોના ફલદાતા એકમાત્ર ભગવાન જ છે. (ઉપરોક્ત વાક્યોથી પૂ.મીમાંસના મતનું ય નિવારણ થઈ જાય છે.)

"મને તત્વથી જાણીને મારામાં પ્રવેશ કરે છે. હે અર્જુન ! તું મને જ પ્રાપ્ત કરશે. બ્રહ્મ આનંદાકાર છે આવા વાક્યોમાં બ્રહ્મના સાયુજ્યને મોક્ષ કહેલ છે. આનંદરૂપ હોવાથી ભગવાન જ ફલરૂપ છે. કેમકે જેમાં આનંદનો અનુભવ થાય એ જ ફલ છે." (આ વાક્યો દ્વારા સાંખ્ય અને ન્યાય મતનું નિવારણ કર્યું છે.)

જુદા જુદા વાદોને લીધે જેમ કર્મનો નાશ થયો છે તેમ વ્રતોનો ય નાશ થયો છે. પોતપોતાના વાદ અને મતના આગ્રહથી લોકો દશમીથી વિદ્ધ એવી એકાદશીનું વ્રત કરે છે. શાસ્ત્રોમાં એનો પૂરો નિષેધ છે.

જો કે વ્રત પણ એક પ્રકારનું કર્મ જ છે તો પણ તે જ્ઞાન વિ.ના અંગરૂપ છે માટે એનો કર્મથઈ જુદો ઉલ્લેખ કરવામાં આવ્યો. (પ્ર.ક.)

જૈમિની, કણાદ, ગૌતમ વિ. ઋષિઓ તામસ છે. તેઓ જ્યારે શ્રુતિ - સ્મૃતિના અર્થ વિચારે છે ત્યારે કાળના સંબંધથી તેમના સ્વભાવમાં ઉદ્રેકની સ્થિતિ જોવા મળે છે. તેઓ જ્યારે કર્મ, વ્રત વિ.ની ચર્ચા કરે છે ત્યારે કાયમ પરસ્પર અસત્ તર્કો (કુતર્કો) કરે છે. આ અસત્ તર્કો કર્તાના ચિત્તમાં અનિશ્ચિતતા ઉત્પન્ન કરે છે. તેમના શિષ્યો, અંતેવાસીઓ તો વધુ દોષયુક્ત બની જાય છે. દરેક કર્મના વિરોધમાં કુતર્ક કરવા હોય તો જરૂર કરી શકાય અને એના પરિણામે પરસ્પર વિરૂદ્ધ વાદવિવાદથી કર્મ (તેની પ્રત્યેની આસ્થા, ફલ વિ.) નષ્ટ થઈ જ જાય છે.

ઈન્દ્રમખભંગ પ્રસંગે સ્વયં ભગવાન બોલ્યા છે કે-

**જ્ઞાત્વાજ્ઞાત્વા ચ કર્માણિ જનોયમનુતિષ્ઠતિ ।**
**વિદુષઃ કર્મસિદ્ધઃ સ્યાત્તથા નાવિદુ ષો ભવેત્ ॥**



મનુષ્ય સમજથી અને અણસમજથી અનેક પ્રકારના કર્મોનું અનુષ્ઠાન કરે છે. પણ સમજપૂર્વક કર્મ કરનારા મનુષ્યના કર્મ જેમ સફળ થાય છે તેમ અણસમજુના થતા નથી.

**ધર્મ કર્મો પાખંડ બન્યા.**

**પર પ્રતારણાર્થ ધર્મવત્કૃત્વા પ્રદર્શનં પાષંડઃ**

બીજાને છેતરવા માટે ધર્મના પ્રદર્શનને પાખંડ કહે છે. પ્રાકૃત, નિત્યવૈકૃત અને કામ્યકર્મના સ્વરૂપ, સાધન અને ફલનું જ્ઞાન ન હોવાથી તેનું 'ચિત્તશુદ્ધિ' ફલ મળવું જોઈએ એ મળતું નથી. કલિયુગમાં 'અગ્નિહોત્રં ગવાલંભમ્' જેવા જે જે કર્મો નિષિદ્ધ છે તે તે પણ કરવામાં આવે તો તે પાખંડ જ છે.

માટે સૌ કોઈને માટે શ્રીકૃષ્ણનો આશ્રય જ શ્રેષ્ઠ છે. (વિ.દ્વા.)

**પુષ્ટિ 'પ્રમેય' પર પ્રમાણના આવરણો.**

વિવરણકાર સમજાવે છે કે, જે સેવાપરાયણ ભક્તો છે તેઓ પોતાના સંપૂર્ણ વિનિયોગથી, અનન્યવ્રતથી સેવા કરે છે. તેઓ વ્રતરહિત નથી, 'અવ્રતયોગી' નથી માટે એમને તો કર્મ સાધક બનશે એવી આશંકાય ઉચિત નથી.

જોકે તેઓ પૂર્વ કરતાં ઉત્તમ છે છતાં પણ તેઓમાં મર્યાદાનું મિશ્રણ હોવાથી સર્વપુષ્ટિમાર્ગીય પ્રમેયો, પુષ્ટિમાર્ગીય સેવા (ભગવતા સહ સંલાપઃ વિ.ફલ), લોકવેદની અપેક્ષા વગર ફક્ત ભગવત્ સ્વરૂપમાં જ નિષ્ઠાપૂર્વક કર્મ તથા આદિ એટલે પુષ્ટિમાર્ગીય શ્રવણકીર્તન વિ. આ બધાં અનેક વાદોથી - મર્યાદામાર્ગના આવરણ રૂપ અનેક પ્રમાણવાક્યોથી વિશેષ નષ્ટ થયા છે.

આ બધાં કર્મવ્રત વિ. મર્યાદામિશ્ર હોવાથી તેમાં માત્ર વિધિની દૃષ્ટિ હોય છે પરંતુ તેનું યથાર્થ જ્ઞાન હોતું નથી. એટલે જ પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં 'મર્યાદયા ગુણજ્ઞાસ્તે' એમ કહ્યું. તેઓ મર્યાદામિશ્રિત હોવાથી એમને પુરૂષોત્તમની સાયુજ્યતા રૂપી જ ફલ પામે છે. આ જ કારણે સેવાફલ ગ્રંથમાં

સેવાના ફલત્રયનું નિરૂપણ કરતી વખતે શ્રીમહાપ્રભુજીએ સાયુજ્યનું મધ્યમ ફલ રૂપે નિરૂપણ કર્યું. તત્વાર્થદીપમાં ય 'સર્વત્યાગેડનન્યભાવે' કારિકા વડે સાયુજ્યને મર્યાદામાર્ગનું જ ફલ કહ્યું છે. પુષ્ટિફલ તો અતિશય ભગવદ્નુગ્રહથી સર્વાત્મભાવે નિષ્કપટ ભાવથી જ સિદ્ધ થઈ શકે છે, માટે કૃષ્ણશરણ જ ઉચિત છે.



## ૧૦. શ્રીકૃષ્ણ જ ધર્મપુરૂષાર્થ

(શ્લો.૭)

જીવો સર્વથા દોષયુક્ત છે. કલિકાલના જીવોમાં તો અનેક દોષો હોય એ સ્વાભાવિક છે. એ જીવોની દુર્ગતિ જ થાય એ સ્થિતિમાં 'કૃષ્ણ એવ ગતિર્મમ' એટલા ઉચ્ચાર માત્રથી ભગવાન એમનો આશ્રય બને છે ? (વિ.દ્વા.)

જ્યારે સર્વ માર્ગો એટલે કે સર્વ સાધનો, ઈષ્ટ પ્રાપ્તિના સૌ ઉપાયો જ્યારે નષ્ટ થઈ ગયા છે ત્યારે એનાં ફલ પણ નષ્ટ જ છે. તો પછી આમાંનું કાંઈ જ પુરૂષાર્થ રૂપ નથી, તો પછી પુષ્ટિમાર્ગીય જીવના પુરૂષાર્થો કયા ? કેવી કેવી રીતે એ સિદ્ધ થશે ? એ પ્રશ્ન ઉઠવાના જ. આ પ્રશ્નનો ઉત્તર હવે શ્રીમહાપ્રભુજી આપે છે કે, પુષ્ટિસૃષ્ટિના જીવ માટે તો ભગવાન જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચારેય પુરૂષાર્થરૂપ છે. ભગવાન જ પુરૂષાર્થ છે અને તેને પ્રાપ્ત કરવા માટે શરણાગતિ જ ઉપાય છે. માટે હવે ચાર શ્લોકોમાં ભગવાનના તે (પુરૂષાર્થ) સ્વરૂપનું તથા તેના સાધનરૂપ શરણાગતિનું નિરૂપણ કરવામાં આવશે. (વિ.અ.)

અજામિલ, ગજેન્દ્ર, અહલ્યા વિ.ને એમના દોષોનો નાશ કરનારા છે એવો અનુભવ થયો હતો. (અથવા અજામિલ સિવાયના બીજા ભક્તોને ભગવાન દોષોના નાશ કરનારા છે એવો અનુભવ થયો હતો.)

ભગવાને અજામિલનો ઉધ્ધાર પરંપરાથી કર્યો છે. પોતાના નામ દ્વારા કર્યો છે. તેમજ એ પ્રસંગમાં પોતાનું સંપૂર્ણ માહાત્મ્ય દર્શાવ્યું છે. ધર્મનું કાર્ય છે પાપોને નષ્ટ કરવા અને ઈષ્ટની પ્રાપ્તિ કરાવવી. ભગવાન ભક્તોને માટે સ્વયં ધર્મ પુરુષાર્થ રૂપ હોવાથી જે કાર્ય ધર્મ કરે છે તે સ્વયં ભગવાન કરશે. માટે દોષો હોય તોય, ભક્તોએ એમના નિવારણ માટે પ્રાયશ્ચિતાદિ ઉપાયો કરવાને બદલે ભગવાનના શરણની ભાવના કરવી જોઈએ. (પ્ર.ક)

**ધર્મેણ પાપમપનુદતિ, ધર્મે સર્વં પ્રતિષ્ઠિતમ્**

વેદનો મત છે કે ધર્મથી પાપનો નાશ થાય છે અને બધું ધર્મમાં જ

પ્રતિષ્ઠિત છે. માટે પહેલાં તો દોષોના નાશ માટે ધર્મનું આચરણ કરવું જોઈએ. ધર્માચરણથી ચિત્તની શુદ્ધિ થશે. ચિત્ત શુદ્ધ થતાં જીવને માહાત્મ્ય જ્ઞાન તેમ જ સ્વરૂપ જ્ઞાન થશે. હવે પ્રશ્ન એ થાય છે કે ધર્મનો આશ્રય કરવો કે પછી દોષયુક્ત જીવે સીધા જ - કાંઈ જ બીજું કર્યા વિના ભગવદાશ્રય કરવો ? એવી આશંકા પણ થાય જ કે ક્યાં યોગીઓ દ્વારા ધ્યેય ભગવાન અને ક્યાં આ દુષ્ટ જીવ ?

પરંતુ આ પ્રકારની શંકા કરવી ન જોઈએ. કેમ કે ઉપનિષદ્ વાક્ય છે કે, **'યમેવૈષ વૃણુતે તેન લભ્યઃ'** ભગવાન જ્ઞાન કે બુદ્ધિથી નહીં પરંતુ પોતે જેનો અંગીકાર કરે છે, જેનું વરણ કરે છે તેને મળે છે. એટલે કે જીવને ભગવાનની પ્રાપ્તિમાં જીવની યોગ્યતા મુખ્ય નથી, ભગવાનનો અનુગ્રહ મુખ્ય છે. ભગવાનને જો કોઈ જીવને દર્શન આપવા હોય,તેનો ઉદ્ધાર કરવો હોય તો ધર્મ આચરણ, ચિત્તશુદ્ધિ વિ.ના અભાવમાં પણ કરી શકે છે. કૃપાબલનો અર્થ જ એ છે કે જીવને સાધનરહિત અવસ્થામાં ય ફલ પ્રાપ્તિ થઈ શકે.

ગીતાજીમાં ભગવાન બોલ્યા છે કે,

**"ભક્ત્યા ત્વનન્યયા શક્ય અહમેવંવિધોઽર્જુન ।**

**જ્ઞાતું દ્રષ્ટું ચ તત્વેન પ્રવેષ્ટું ચ પરંતપ ॥**

ભક્તો અનન્ય ભક્તિથી મને તત્વપૂર્વક જાણી શકે છે, મારાં દર્શન કરી શકે છે અને મારામાં પ્રવેશી શકે છે. " એટલે અહીં પણ ધર્મ-ચિત્તશુદ્ધિની પ્રક્રિયા - પરંપરાનો ભગવાને આગ્રહ રાખ્યો નથી.

ભગવાન દ્વારા જીવનો અંગીકાર, મહાપુરૂષનો અનુગ્રહ અને જીવના હૃદયમાં રહેલી ભક્તિ : આ ત્રણ દ્વારા દુષ્ટ જીવને ય ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. આ ત્રણે વસ્તુનું માહાત્મ્ય જ એવું છે. મહાપુરૂષના માધ્યમથી થયેલી શરણાગતિ વડે બધું જ થશે એ અભિપ્રાયથી અને ભગવાન જ, ભક્તોને માટે ચતુર્વિધ પુરૂષાર્થરૂપ છે. એ સૂચવવા પ્રથમ ધર્મ પુરૂષાર્થની ચર્ચા કરે છે.

**અજામિલાદિ દોષાણાં નાશકોઽનુભવે સ્થિતઃ ।**

**જ્ઞાપિતાખિલમાહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિ ર્મમ ॥**



એવું અનુભવમાં આવેલ છે કે ભગવાને અજામિલ વિ.ના દોષોનો નાશ કરવામાં પોતાનું સંપૂર્ણ માહાત્મ્ય બતાવેલું છે માટે શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો.

**મહાદુષ્ટોના દોષોનો નાશ.**

અજામિલ શુદ્ર સ્ત્રીનો પતિ હતો. દુરાચારી બ્રાહ્મણ હતો અને ભગવાને તે મહાપાપીના પાપોનો નાશ, માત્ર નામ ઉચ્ચારથી કર્યો છે. (વિ.૨)

**ઉચ્ચાર માત્રથી ઉદ્ધાર !**

બ્રહ્મવાદના સિદ્ધાંત પ્રમાણે ભગવાન સર્વનો આશ્રય છે. આમ છતાં સર્વનો અર્થ સર્વ ભક્તિમાર્ગીય જીવ એમ કરવો જોઈએ. ભક્તિમાર્ગીય જીવોને ભગવાન આશ્રયરૂપ છે. ભક્ત ભગવાનના આશ્રયનું ઉચ્ચારણ કરે (વાચિક શરણાગતિ માત્ર) તોય ભગવાન એનો ઉદ્ધાર કરે છે. જેમકે, પોતાના નામનો મહિમા દર્શાવવા માટે નામના ઉચ્ચાર માત્રથી જ અજામિલના સર્વદોષોનો નાશ કર્યો. એમા ભગવાનનો ધર્મ પ્રત્યેનો પક્ષપાત પ્રકટ થાય છે. એ જ રીતે ભગવાનનો ભક્તિ પ્રત્યે પણ પક્ષપાત છે. માટે તે ભક્તિમાર્ગીય આશ્રયનો મહિમા દર્શાવવા માટે શરણના ઉચ્ચારણ માત્રથી, માત્ર વાચિક શરણાગતિથી પણ ભગવાન સર્વદોષોનો નાશ કરનારા થાય છે. (વિ.દ્વા.)

**પુષ્ટિમાર્ગે હરેર્દાસ્યં ધર્મઃ** પુષ્ટિમાર્ગમાં ભગવાનનું દાસ્ય - દાસભાવે ભગવાનની સેવા કરવી એ ધર્મ છે. આ ધર્મ પુરૂષાર્થ મર્યાદામાર્ગથી વિલક્ષણ અને નિરૂપાધિક છે. રાસપ્રસંગમાં ભક્તોએ ભગવાન પાસે **પુરૂષભૂષણ દેહિ દાસ્યમ્** ભગવાનનું દાસત્વ માગ્યું છે. એ અનુસાર ભગવાન ધર્મરૂપ છે. જેમ ધર્મ દોષોનો નાશ કરીને નિર્દોષતા આપે છે તેમ ભગવાન પોતાના સ્વરૂપથી જ દોષની નિવૃત્તિ અને ઈષ્ટની પ્રાપ્તિ કરાવે છે. માટે શ્રીમહાપ્રભુજી આ શ્લોકમાં ધર્મના નિરૂપણ પૂર્વક શરણાગતિનો ઉપદેશ આપે છે.

જીવની બધી જ ઈન્દ્રિયોનો સંઘાત પ્રબલ દોષોથી દુષ્ટ થયેલ છે. આ દોષોનું નિવારણ સાધન વડે શાસ્ત્રોક્ત વિધિ-ઉપાયો વડે થઈ શકે તેમ નથી. તે દોષોનું નિવારણ તો ભગવાનના સ્વરૂપથી જ શક્ય છે. ધર્મના બે કાર્યો - દોષનિવૃત્તિ અને ઈષ્ટ ફલની પ્રાપ્તિઃ આ બેનું નિરૂપણ થયું છે. અજામિલાદિ

દોષાણાં નાશકઃમાં દોષનિવૃત્તિનું નિરૂપણ છે, પ્રથમ તેને સમજીએ.

પુષ્ટિમાર્ગીય જીવને સ્નેહ, આસક્તિ અને વ્યસનની ભૂમિકા પ્રાપ્ત થઈ જાય પછી તેને ભગવાન સાથે વાર્તાલાપ, દર્શન વિ. સ્વતંત્ર પુરૂષાર્થરૂપ ભાવનામાં, અંતર્લીલા સહિત સાક્ષાત્ ભગવાન્ સ્વરૂપનું પ્રાકટ્ય થાય છે. ત્યારબાદ તે સ્વરૂપની ઉત્તમપ્રકારે પુષ્ટિમાર્ગીય સેવા થાય છે. આ પ્રસંગે ભક્તની ઈન્દ્રિયોને પ્રાકૃત પદાર્થોના સંબંધ, દર્શન અને સ્મરણ વિગેરેથી જે પ્રતિબંધ થાય છે તે પ્રતિબંધો ભગવાન સ્વયં નિવારે છે, એ સૂચવવા અજામિલનું ઉદાહરણ અપાયું છે કે જેમ ભગવાને અજામિલના દોષોને ભગવન્નામોચ્ચારણ માત્રથી દૂર કર્યા તેમ પુષ્ટિમાર્ગમાં પુષ્ટિભક્તો પરસ્પર ભગવાનના ગુણગાન કરે છે અને ભગવાન એમના દોષોનો નાશ કરે છે. (વિ.અ.)

ગો.શ્રી વ્રજરાજચરણનો એવો અભિપ્રાય છે કે એકથી છ શ્લોકોમાં ભક્તિ વિગેરે માર્ગોની દુઃસાધના બતાવી. સર્વ માર્ગો તો કાલથી નષ્ટ થયા છે એમ સિદ્ધ કરીને, આશ્રય જ ઉપાય છે એ સમજાવ્યું. હવે આ આશ્રયભાવ - શરણભાવ જ્યારે દઢ થાય ત્યારે ભગવાન પોતાના આશ્રિતને નિજ માહાત્મ્યનો અનુભવ કરાવે છે.

દાસીપતિ, ભ્રષ્ટબ્રાહ્મણ, અજામિલની કથા શ્રી ભાગવતજીના છઠ્ઠાસ્કંધમાં કહેવાઈ છે. ભગવાનના માહાત્મ્યસૂચક અન્ય ઉદાહરણો ય છે. માટે 'આદિ' શબ્દથી ગજેન્દ્ર, અહલ્યા ઉપરાંત (નૃસિંહપુરાણમાં માર્કંડેયમૃત્યુ પ્રસંગે જેનું વર્ણ કરવામાં આવ્યું છે એવા) નારકીય જીવોના આ જન્મના કે પૂર્વ જન્મોના પાપરૂપી દોષોનો નાશ કરનાર ભગવન્માહાત્મ્યનું નિરૂપણ છે. આ બધાનો ઉલ્લેખ શાસ્ત્રોમાં છે એટલે શબ્દપ્રમાણ તો છે જ પરંતુ સાથે સાથે પ્રત્યક્ષ પ્રમાણ પણ છે અને તેથી કહ્યું...

**અનુભવે સ્થિતઃ**

અમારા અનુભવમાં પણ આમ જ આવ્યું છે. અથવા એવો પણ અર્થ થાય કે અજામિલ, ગજેન્દ્ર, અહલ્યા વિગેરેને એવો સ્વઅનુભવ થયેલ છે કે



ભગવાન દોષોનો નાશ કરનારા છે. (પ્ર.ક.)

ભગવાન સર્વદોષના નિવારક બને છે એ બરાબર પણ એવું એ શા માટે કરે એવો પરિશ્રમ કેમ ઉઠાવે ? **ક્વ જીવાઃ ક્ષુદ્રતમાઃ ક્વ વા બ્રહ્માદિ દુર્લભકથો ભગવાન્ ?** અત્યંત ક્ષુદ્ર જીવો ક્યાં અને જેની કથા ય બ્રહ્માદિને દુર્લભ છે એવા ભગવાન્ કયાં ? એ દુષ્ટ જીવને આશ્રય આપશે ? એ શંકાના સમાધાનમાં શ્રીમહાપ્રભુજી જણાવે છે કે, 'અનુભવે સ્થિતઃ' (અહીં 'અસ્મદ્' શબ્દ અધ્યાહાર છે) અમારા અનુભવની વાત છે કે ભક્તના આશ્રયરૂપ થવા માટે ભગવાન ઉત્સુક હોય છે. આ અનુભવની વાત હોવાથી એમાં અજ્ઞાન, અન્યથા જ્ઞાન અથવા પ્રતિકૂલ તર્કો વડે વિપરીત સંશયો ન કરવા.

નિરતંર અનુસંધાન સાથે ઉચ્ચાર કરવાથી મારા અનુભવનો વિષય બનેલા ભગવાનનો પણ અનુભવ થશે. શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે મારા દૈવી જીવોએ, મને પ્રપન્ન થયેલા જીવોએ આ જ ઉપાય કરવો. (વિ.દ્વા.)

વિવરણકાર નિરૂપણ કરે છે કે, ભગવાન દોષનિવૃત્તિ તો કરે છે એથી અનિષ્ટ નિવૃત્તિ તો થાય જ છે પણ ઈષ્ટ પ્રાપ્તિ પણ થાય છે જેમ કે ભક્તની નિર્દોષ બની ગયેલી ઈન્દ્રિયો, પ્રાણ વિ.માં પોતે બીરાજીને સ્વરૂપાનંદનો અનુભવ કરાવે છે. એ અર્થમાં 'અનુભવે સ્થિતઃ' સમજવું.

**અનુગ્રહનો અનુભવ**

**(સ્વનામ સામ્યેનાપિ અજામિલ ઉદ્ધારાત્ અનુભવે સ્થિતઃ મહદ્ અનુગ્રહેણ)** ભગવાને અજામિલનો ઉદ્ધાર એમના (નારાયણ) નામના સામ્યથી જ કરી દીધો છે. જો પરંપરા સંબંધથીય ભગવાન ઉદ્ધારક છે તો પછી સાક્ષાત્ સંબંધનું તો કહેવું જ શું ? (પ્ર.ક.)

ભગવાન તો મહદ્ અનુગ્રહ કેવો હોય એ સમજવા માટે અજામિલને થયેલો અનુગ્રહ પર્યાપ્ત છે. અનેક જીવોને પ્રભુના અનુગ્રહના સામર્થ્યનો અનુભવ થયેલ છે. 'અનુગ્રહ સામર્થ્ય' માટે શાસ્ત્ર જ પ્રમાણ છે એવું નથી. અસંખ્ય જીવોના અનુભવો પણ પ્રમાણ છે.

કલૌ દશસહસ્ત્રાણિ વિષ્ણુ સ્ત્યક્ષતિ મેદિનીમ્ ।
તદર્ધં જાહ્નવીતોયં તદર્ધ ગ્રામ્યદેવતા ॥

કલિમાં અઢી હજાર વર્ષે ગ્રામદેવતા, પાચં હજાર વર્ષે ગંગાજી અને દસ હજાર વર્ષે વિષ્ણુ પૃથ્વીનો ત્યાગ કરશે. માટે ભગવાનનું બાહ્ય અનુસંધાન નહીં રહે, એમનો મહિમા પણ અદશ્ય થઈ જશે તો પછી શું કરવું ? ગો.શ્રી દ્વારિકેશજી સમજાવે છે કે એવી ચિંતા ન કરવી. કેમ કે (જ્ઞાપિતમખિલં, અખિલેભ્યો ભક્તેભ્યો વા, શ્રુતિપુરાણશ્રી ભાગવતાદિના, સાક્ષાત્ પરંપરયા વા માહાત્મ્યં યસ્ય યેન વા) ભગવાન કૃપાળુ છે. એ પોતાના સમસ્ત ભક્તોને નિજમાહાત્મ્યનું જ્ઞાન વેદપુરાણ ભાગવતજી દ્વારા કરાવે છે. કવચિત્ સાક્ષાત્ તો કવચિત્ પરંપરાથી, પણ જ્ઞાન તો કરાવે છે.

### સર્વને માહાત્મ્ય જ્ઞાપન

**તસ્માદ્વા એતસ્માદાત્મનઃ** આવી શ્રુતિઓ દ્વારા સર્વને સૃષ્ટિના કર્તા ભગવાન છે એવો બોધ કરાવે છે. પ્રવૃત્તિપરાયણ કર્મનિષ્ઠાવાળાઓની બુદ્ધિ કર્મમાં તત્પર હોવાથી એમને કર્મના માહાત્મ્યરૂપે પોતાનું જ માહાત્મ્ય જણાવ્યું છે એ જ પ્રમાણે ઉપસાકો અને જ્ઞાનીઓને તેમના તેમના સાધન, અધિકાર અનુસાર જણાવ્યું છે. જો કે આ બધામાં પરંપરાથી માહાત્મ્ય જ્ઞાપન છે પરંતુ ભક્તો તો ભગવાનના સુવિશેષ કૃપાપાત્ર છે. એમને તો ભગવાને સાક્ષાત્ માહાત્મ્યજ્ઞાન કરાવ્યું છે. શ્રી યશોદાજીને ભગવાનના મુખારવિંદમાં સમસ્ત બ્રહ્માંડના દર્શન થયાં હતાં, ભગવાનનું સ્વરૂપ માતાને અત્યંત ભારે લાગ્યું અને એમને નીચે પધરાવી દીધા. વિ. પ્રસંગોમાં ભગવાને ભક્તોને ઉપદેશ વિ. દ્વારા પરંપરાથી નહીં પરંતુ સાક્ષાત્ પોતાના સ્વરૂપથી મહિમાનું જ્ઞાપન કરાવ્યું છે. (વિ.દ્વા.)

વિવરણકાર એવો અર્થ કરે છે કે, ભગવાને પુષ્ટિલીલારૂપી સંપૂર્ણ માહાત્મ્યનું જ્ઞાન કરાવ્યું છે. (જ્ઞાપિતં અખિલં પુષ્ટિલીલારૂપી માહાત્મ્યં યેન) માટે તો વ્રજમાં રહેનારાઓને પણ (વનની) લીલાઓનો અનુભવ થાય છે.



આમ થયું સ્વાભાવિક છે. જ્યારે સાક્ષાત્ ભગવાન અંતઃકરણમાં પ્રકટ થાય છે ત્યારે તેમની સર્વલીલાઓનો ય આવિર્ભાવ થાય છે. (એવં સતિ તાદશસ્ય તાદગભાવપોષણાદૌ ઈદગ્ધર્મરૂપો ભગવાનેવ શરણમ્)

આમ હોવાથી પુષ્ટિભક્તોને માટે પુષ્ટિભાવના પોષણ (રક્ષણ) વિ.માં પુષ્ટિધર્મરૂપ ભગવાન જ શરણ છે. માટે શ્રીકૃષ્ણ જ મારી ગતિ હો.

### દોષઃ દુઃખ હર્તા મુરારિ

ભગવાનનું 'મુરારિ' નામ ભગવાનના અપાર, અમોઘ અનુગ્રહનો પરિચય કરાવતું નામ છે. આ નામમાંથી ભગવાનના સામર્થ્ય અને સ્વભાવ બંનેનો પરિચય થાય છે. કથા પ્રસિદ્ધ છે કે પ્રાગ્ જ્યોતિષપુરના ભૌમાસુરે ઈન્દ્રના છત્ર, તેની માતાના કુંડલ અને 'મણિપર્વત'નામનું સ્થાન હરી લીધા હતા. પરંતુ તેની માતા ભૂમિની સંમતિ હોય તો જ એ મરે એવું ભૌમાસુરને વરદાન હતું એટલે ઈન્દ્રનું સામર્થ્ય એને મારવાનું ન હતું. આમ હોવાથી ૧૬ હજાર રાજકુમારીઓ શું કરી શકવાની હતી ? ભૌમાસુરને મારવા આવે તેવો તે પહેલાં તો એના પાંચ મસ્તકવાળા સેનાપતિ મુરને મારવો પડે. મુર મહાબળવાન દૈત્ય હતો એને હણવા માટે શ્રીહરિ જ સમર્થ હતા. ઈન્દ્રની પ્રાર્થનાથી તથા રાજકુમારીઓની આર્તિથી ભગવાન પધાર્યા અને એમણે મુરનો તથા ત્યાર પછી ભૌમાસુરનો નાશ કર્યો. 'મુર' માત્ર દૈત્યનું જ નામ નથી.

**મુરઃ કલેશે ચ સંતાપે કર્મભોગે ચ કર્મિણામ્ ।**
**દૈત્યભેદેઙપ્યરિસ્તેષાં મુરારિસ્તેન કીર્તિતઃ ॥**
(બ્ર.વૈ.)

શુભાશુભ કર્મ કરનારા જીવના કર્મફલને પણ મુર કરે છે, સંસારમાં ભોગવવા પડતા કલેશ અને સંતાપને પણ મુર કહે છે. શ્રીકૃષ્ણ આ કર્મભોગ અને તેના પરિણામ સ્વરૂપ કલેશ-સંતાપના ય શત્રુ છે, સંહારક છે.

ઈન્દ્રની જેમ જીવ આ બધાનો નાશ કરવા સમર્થ નથી તેણે તો ભગવાન પાસે દીનભાવ સહિત જઈને વિનંતી જ કરવાની રહે. પછી દોષ અને દુઃખને તો પ્રભુ સ્વયં નષ્ટ કરશે.

## ૧૧. શ્રીકૃષ્ણ જ અર્થ પુરૂષાર્થ છે.

(શ્લો.૮)

કોઈપણ દેવનો આશ્રય 'કૃષ્ણાશ્રય' જ કહેવાય ને ? કેમકે કહેવાયું છે કે,

"આકાશાત્પતિતં તોયં યથા ગચ્છતિ સાગરમ્ ।
સર્વદેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ ॥"

જેમ આકાશમાંથી વરસેલું જલ છેવટે તો સમુદ્રને જ જઈને મળે છે તેમ કોઈપણ દેવને કરેલા નમસ્કાર શ્રીકૃષ્ણને જ મળે છે." જો આમ જ હોય તો અન્ય દેવને ભજનારને પણ મુક્તિ મળશે ત્યારે શ્રીકૃષ્ણનો સંબંધ, શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થશે જ. તો પછી અન્યના આશ્રયમાં શો વાંધો ? (વિ.દ્વા.)

બીજો સંશય એ પણ છે કે જીવની ઈન્દ્રિયો તો પ્રાકૃત છે અને એની અધિષ્ઠાતા દેવો ય પ્રાકૃત છે. તો પછી એમના દોષોની નિવૃત્તિ કેવી રીતે થઈ શકે ? (વિ.અ.)

ગો. શ્રી વ્રજરાજચરણ નો અભિપ્રાય એ છે કે આ પહેલાં શબ્દ પ્રમાણથી અને પ્રત્યક્ષ પ્રમાણથી ભગવાન જ પુષ્ટિમાર્ગને અનુસરનારાઓ માટે સાધન છે એમ સમજાવ્યું અને હવે ભગવાનનું ફલ સિધ્ધ કરે છે.

વેદોમાં કહ્યું છે કે " સદા અધ્યયન કરવું, જે જે યજ્ઞનું અધ્યયન કરે છે ને તે મંત્રોનું ફલ અધ્યેતાને સાંપડે છે, અગ્નિ, વાયુ અને સૂર્યનું સાયુજ્ય સાંપડે છે." તો કર્મમાર્ગમાં રહીને ય બ્રહ્મયજ્ઞના અધ્યયન દ્વારા અગ્નિ વિ. ના સાયુજ્યને પામી શકાય છે. ગીતાજીમાં પણ ભગવદ્ વાક્ય છે કે

યે ત્વક્ષરમનિર્દેશ્યમવ્યક્તં પર્યુપાસતે ।
સર્વત્રમચિંત્યં ચ કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥

"જેઓ અવ્યક્ત, અવર્ણનીય, સર્વવ્યાપી અક્ષર બ્રહ્મની ઉપાસના કરે છે. તેઓ મારા અક્ષરરૂપને પ્રાપ્ત કરે છે." જ્ઞાન વિ. સાધનથી ય અક્ષરની



પ્રાપ્તિ થઈ શકે છે તો પથી કૃષ્ણાશ્રયની વિશેષતા શી ? શું દેવતાઓ અને અક્ષરબ્રહ્મ તથા અક્ષર બ્રહ્મ અને શ્રીકૃષ્ણના સાયુજ્યમાં કાંઈ ભેદ છે ? આ વાત સમજવવા માટે શ્રી મહાપ્રભુજી સમજાવે છે કે........

પ્રાકૃતઃ સકલા દેવા ગણિતાનંદકં બૃહત્ ।
પૂર્ણાનંદો હરિસ્તસ્માત્ કૃષ્ણ એવ ગતિર્મમ ॥

સઘળા દેવો પ્રાકૃત - પ્રકૃતિ (માયા)ને આધીન છે. અક્ષરબ્રહ્મમાં પણ ગણી શકાય એવો (મર્યાદિત) આનંદ છે. જ્યારે શ્રીકૃષ્ણ પૂર્ણ આનંદરૂપ છે. માટે શ્રીકૃષ્ણ જ મારો આશ્રય હો.

**દેવોનું પ્રાકૃતપણું**

દેવોની ઉત્પત્તિ સત્વાહંકારમાંથી થયેલી છે. માટે સ્વભાવતઃ એ દેવો પોતાની ઉત્પન્નકર્ત્રી ત્રિગુણાત્મિકા માયાને આધીન છે. તેથી બ્રહ્મ વિગેરે દેવોની કૃપા થાય તો ય શું ? એમનું સાયુજ્ય સાંપડે તો ય શું ?

ભગવાન ગીતાજીમાં કહે છે કે,

આબ્રહ્મભુવનાલ્લોકાઃ પુનરાવર્તિનોऽર્જુન ।
મામુપેત્ય તુ કૌંતેય પુનર્જન્મ ન વિદ્યતે ॥૮-૧૬॥

"હે અર્જુન ! બ્રહ્મલોકથી લઈને બધા જ લોક આવાગમનવાળા છે. એમને પ્રાપ્ત કર્યા પછી ય સંસારમાં આવવું પડે છે. પરંતુ હું કાલાતીત પુરૂષોત્તમ છું માટે મને પ્રાપ્ત કરનારનો પુનર્જન્મ થતો નથી." માટે બ્રહ્માદિ દેવોનું સાયુજ્ય પણ સાયુજ્ય માની ન શકાય. ગુણાતીત પરબ્રહ્મની સાથે જે સાયુજ્ય થાય તે જ સાયુજ્ય (મુક્તિ) છે.

વળી **તે તં ભુકત્વા સ્વર્ગલોકં વિશાલં ક્ષીણે પુણ્યે સ્વર્ગલોકં વિશન્તિ (૯-૨૧)** "દેવોના ઉપાસકો ઈન્દ્રલોક મૃત્યુલોકમાં પાછા પડે છે." આમ દેવોથી પ્રાપ્ત થતું સ્વલ્પ અને સાવધિક (મર્યાદિત સમયનું) સુખ પણ મોક્ષ છે.(પ્ર.ક.)

**દેવઆશ્રિતને કાલભય**

માયાસંબંધી બધાં જ પ્રાકૃત પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા

હોય છે. બ્રહ્માદિ દેવોની પોતાનીય જન્મ અને મરણ જેવી અવસ્થાઓ આવે છે. જ્યાં જ્યાં પ્રાકૃત સંબંધ છે, ત્યાં ત્યાં કાલનો ભય છે. દેવો પણ કાળના ભયથી ભયભીત છે. સ્વયં કાળનો ગ્રાસ થઈ જનારા દેવોનો આશ્રય આપણને કાલના ત્રાસમાંથી ક્યાંથી છોડાવી શકે ?

શ્રી દેવકીજીએ ભગવાનની સ્તુતિમાં ગાયું છે કે,

મર્ત્યો મૃત્યુવ્યાલભીતઃ પલાયન્
લોકાન્સર્વાન્ નિર્ભયં નાધ્યગચ્છત્ ।
ત્વત્પાદાબ્જં પ્રાપ્ય યદચ્છયાદ્ય સ્વસ્થઃ
શેતે મૃત્યુરસ્માદપૈતિ (૧૦-૩-૨૭)

"આ જીવ મૃત્યુગ્રસ્ત છે. મૃત્યુરૂપ વિકરાળ સર્પથી ભયભીત થઈને સમસ્ત લોક-પરલોકમાં ભટકે છે પણ એને ક્યાંય એવું સ્થાન મળતું નથી કે જ્યાં એ નિર્ભય થઈને વસી શકે ! આજે મહાભાગ્યના પરિણામે એને આપના ચરણનું શરણ સાંપડ્યું છે. તેથી એ સ્વસ્થ થઈને સુખની નિદ્રામાં પોઢયો છે. બીજી બધી વિપત્તિઓ તો શું પણ કાલ સુધ્ધાં એનાથી ભયભીત થઈ દૂર ભાગી ગયો છે !"

માટે અલ્પ દેવોનો આશ્રય ભયજનક છે જ્યારે શ્રીકૃષ્ણનો આશ્રય સમસ્ત ભયનો નિવારક છે. (વિ.૨)

**દેવોની આધિભૌતિક્તા -**

દેવોને 'પ્રાકૃત' કહીને શ્રીમહાપ્રભુજીએ એમને આધિભૌતિક કહ્યા છે. જે આધિભૌતિક પ્રકૃતિમાંથી જન્મેલા એને એને જ વશ છે. જે સ્વયં આધિભૌતિક હોય તે આધિભૌતિક સુખ આપી શકે અને આધિભૌતિક સુખ તો ક્ષણિક હોય છે. (વિ.દ્વા.)

**અંશકલા સહિત દેવો પ્રાકૃત**

અષ્ટ વસુઓ, એકાદશ રૂદ્રો, દ્વાદશ આદિત્યો, ઈન્દ્ર અને પ્રજાપતિ એ ૩૩ દેવો તથા **'અગ્નિરવમો દેવાનાં વિષ્ણુઃ પરમસ્તદન્તરેણાન્યા દેવતા'**



અગ્નિ નીચેના દેવ અને વિષ્ણુ પરમ દેવઃ આ બંનેની વચ્ચે આવતા બધા દેવો પ્રાકૃત છે. (અહીં 'વિષ્ણુ'નો અર્થ 'કાલ' થાય છે.) **'સ વિષ્ણવાખ્યોધિયજ્ઞોસૌ કાલઃ કલયતાં વરઃ'** એ વાક્ય અનુસાર કાલ પર્યંત બધા દેવો સમજવા. અથવા 'અ' રૂપ બ્રહ્મા નાભિમાં, 'ઉ' રૂપ વિષ્ણુ નાભિમાં અને 'મ' રૂપ રૂદ્ર ભ્રૂકુટિમાં એમ પ્રણવના અધિષ્ઠાતા, વિશ્વથી લઈને પ્રજાપતિ સુધીના, શતાનંદીઓ વિ. સર્વ દેવો સકલાઃ તેમના અંશો અને કલાઓ સાથે પ્રાકૃત છે. **માયાં તુ પ્રકૃતિં વિદ્ધિ** પ્રકૃતિ એટલે માયા. દેવો માયાને આધીન છે. દેવો પ્રાકૃત કેવી રીતે ? કાલ ક્ષોભક હોવાથી ગુણ અનુસાર તેના અધિષ્ઠાતાઓના અભિમાનથી પ્રાકૃત્વ જાણવું. (વિ.વ્ર.)

વિવરણકારે આ શ્લોકનો વિલક્ષણ રીતે છતાં સુંદર પ્રકારે અર્થ કર્યો છે.

ભગવાન નિજ લીલોપયોગી જીવોને, લીલામાં એમનો ઉપયોગ કરવાનો હોવાથી પોતાના પ્રમેયબળથી નિર્દોષ પણ બનાવે છે અને સ્વરૂપાનંદનો અનુભવ પણ કરાવે છે. ભગવદાશ્રયથી જીવના અનિષ્ટ નિવૃત્તિ તેમજ ઈષ્ટ પ્રાપ્તિરૂપ ઉભય પુરૂષાર્થ સિદ્ધ થઈ જાય છે. આમ છતાં કોઈને શંકા થાય કે એ જીવોની ઈન્દ્રિયો વિગેરે પ્રાકૃત હોવાથી તેમ જ તેના અધિષ્ઠાતા દેવો પણ પ્રાકૃત હોવાથી દોષોની નિવૃત્તિ શક્ય છે !

આનું સમાધાન કરતાં એ સમજાવે છે કે ભક્તોના સર્વસંઘાતરૂપ (દેહ, ઈન્દ્રિય, મન આદિ બધું જ) શ્રીકૃષ્ણ જ હોય છે. **તેષાં સર્વસંઘાતરૂપઃ કૃષ્ણ એવ ભવતિ** ભક્તોના અર્થ-પુરૂષાર્થ. ભક્તોના સ્વરૂપમાં બધું જ કૃષ્ણ જ છે.

આને વધારે વિગતથી સમજીએ. જડે **સદંશઃ પ્રકટ ઈતરવાચ્છનૌ, જીવે આદ્યૌ પ્રકટૌ આનંદાંશસ્તિરોહિતઃ'** પ્રપંચના નિરૂપણમાં 'જડમાં સદંશ પ્રકટે છે અને ચિદ્ અને આનંદાંશ અપ્રકટ છે, જીવમાં સદ્ અને ચિદ્ બે પ્રકટ છે અને આનંદ તિરોહિત છે' એમ કહ્યું છે પરંતુ પુષ્ટિમાર્ગીયને તો સાધનદશામાં જ ભગવાનની સેવા તથા ગુણગાનમાં તત્પરતા હોવાથી સ્વયં આનંદાંશ પ્રકટ થાય છે. સિદ્ધાંત મુક્તાવલીમાં **'તતઃ સંસારદુઃખસ્ય નિવૃત્તિઃ'** પુષ્ટિભક્તની ભગવત્સેવાનો હેતુ 'સંસાર દુઃખની નિવૃત્તિ' હોતો નથી, એની

એવી અભિલાષા જ હોતી નથી આમ છતાં પણ 'વસ્તુ સ્વભાવ'ને લીધે એ દુઃખનિવૃત્તિ થાય છે. (વસ્તુ સ્વભાવ એટલે વસ્તુ એના સ્વભાવનું કાર્ય કરે જ. એ તમારા હેતુનો વિચાર ન કરે. જેમકે કોઈ અગ્નિમાં જાણીને હાથ નાખે તોય દાઝી જવાય અને અજાણતાં જ હાથ નાખે તો ય દાઝી જવાય.) વળી સિદ્ધાંત રહસ્યમાં **'સર્વેષાં બ્રહ્મતા તતઃ'** નિરોધના વિવરણમાં **'સચ્ચિદાનંદતા સ્વતઃ'** રૂપે એ કહેવાયું જ છે.

આમ હોવાથી ભક્તોની ઈન્દ્રિયોના અધિષ્ઠાતા જે દેવો પહેલાં પ્રાકૃત હતા તે સચ્ચિદાનંદના સાક્ષી બનતાં, પુરૂષોત્તમના આવિર્ભાવથી 'સકલ' બન્યા. એટલે કે **કલા = રસાત્મક બ્રહ્મવિદ્યારૂપા, તત્સહિતા જાતા.** રસાત્મક બ્રહ્મવિદ્યારૂપી કલાથી યુક્ત થયા.

**ગણિતાનંદકં બૃહત્**

બૃહત્ એટલે **અક્ષરબ્રહ્મ.** ભગવાનની આધ્યાત્મિક શક્તિ / સ્વરૂપ. તેમજ અક્ષર બ્રહ્મ એટલે ભગવાનનું ધામ.

દેવો પ્રાકૃત હોવાથી **એમનાથી** મળતો આનંદ પરિમિત (મર્યાદિત) હોય છે. હા, અક્ષરબ્રહ્મથી મળતો આનંદ બ્રહ્મથી મળતા આનંદ કરતાં સો ઘણો અધિક છે માટે એ અલ્પ અને પરિમિત તો નથી જ પરંતુ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ કરતાં તો એ ઉતરતી કોટિનું છે જ માટે એનો આશ્રય પણ કર્તવ્ય નથી. (વિ.ર.)

**સ્વાર્થે 'કઃ' પ્રત્યયઃ** 'ગણિતાનંદકમ્'માં 'કઃ' પ્રત્યય સ્વાર્થમાં વપરાયો છે. જીવોમાં નિરાનદંના અગણિત નિમિત્ત હોવાથી, કારણ હોવાથી જ્યાં ગણિત આનંદ છે ત્યાં ય તેઓની આનંદ પૂર્ણતા થતી નથી (તો પછી પ્રાકૃત દેવોથી તો કયો પુરૂષાર્થ સિદ્ધ થવાનો હતો ?) (વિ.દ્વા.)

**આનંદ મીમાંસા**

જો કે અક્ષર બ્રહ્મમાં લય થાય એ નિર્ગુણ મુક્તિ તો છે તો ય એ સુખ (પૂર્ણબ્રહ્મ કરતાં) પરિમિત હોવાથી અતિશય ભૂખ્યાને અતિ અલ્પ ભોજન તૃપ્ત ન કરી શકે એમ બહુ જ સમયથી આનંદની શોધ કરી રહેલા જીવાત્માને



ગણિત આનંદ મળે તો શું કામનો ? એની તૃપ્તિ તો પૂર્ણાનંદ પ્રાપ્ત થાય ત્યારે જ થાય.

અહીં 'ક' પ્રત્યય અજ્ઞાતપણું અને અલ્પપણું સૂચવવા માટે વપરાયો છે. એટલે કે અક્ષર બ્રહ્મનો આનંદ શ્રી પુરૂષોત્તમના આનંદની સરખામણીમાં અસ્પષ્ટ અને અલ્પ છે. તૈત્તરીય ઉપનિષદની આનંદવલ્લીમાં આનંદની ગણના કરવામાં આવી છે. ગણના કરવા માટે નાનો એકમ પણ જોઈએ. એ નાનો એકમ મનુષ્યનો અધિકમાં અધિક આનંદ છે. જેમકે **"સૈષાનન્દસ્ય મીમાંસા ભવતિ, યુવા સ્યાત્ સાધુ યુવાધ્યાયકઃ, આશિષ્ઠો દઢિષ્ઠો બલિષ્ઠઃ, તસ્યેયં પૃથિવી સર્વા વિત્તસ્ય પૂર્ણા સ્યાત્ સ એકો માનુષ આનંદઃ"** આ જગતમાં એવો કોઈ મનુષ્ય હોય કે જે યુવાન હોય, સજ્જન હોય, બુદ્ધિમાન હોય, પુણ્ય આશિર્વાદ પામેલ હોય, નિરોગી હોય, બળવાન હોય, આખી પૃથ્વી પર શાસન કરનારો હોય, સર્વ સંપત્તિ ધરાવતો હોય તે જે આનંદ પામે તે એક 'મનુષ્ય આનંદ' કહેવાય. આવા સો મનુષ્ય આનંદ બરાબર એક 'મનુષ્ય ગંધર્વ' આનંદ કહેવાય. આવા સો મનુષ્યગંધર્વ આનંદ બરાબર એક 'પિતૃલોક' આનંદ કહેવાય. સો પિતૃલોકના આનંદ બરાબર એક 'આજાનજ' (સૃષ્ટિની સર્જન વેળાએ ઉત્પન્ન થયેલા દેવો) દેવનો આનંદ, આવા સો આજાનજ દેવ આનંદ બરાબર એક 'કર્મદેવ' (પુણ્યકર્મ વડે દેવત્વ પામેલા વસુ, રૂદ્ર, આદિત્ય, પ્રજાપતિ વિ. ૩૩ દેવો)નો આનંદ થાય. આવા સો કર્મદેવના આનંદની બરાબર એક 'ઈન્દ્રનો આનંદ થાય સો ઈન્દ્રના આનંદ બરાબર એક બૃહસ્પતિનો આનંદ થાય, સો બૃહસ્પતિના આનંદ બરાબર એક પ્રજાપતિનો આનંદ થાય.' આવા સો પ્રજાપતિના આનંદ બરાબર એક અક્ષરબ્રહ્મનો આનંદ થાય.

આ ગણના અક્ષરબ્રહ્મ સુધી આવીને અટકી જાય છે. એમાંથી બે વાત ફલિત થાય છે. એક તો એ કે, અક્ષર બ્રહ્મ સુધીનો આનંદ ગણી શકાય એટલો છે (માટે ગણિતાનંદ કં બૃહત્ કહ્યું) અને બીજી વાત એ કે એનાથી જે ઉપર છે તે અગણિત આનંદ એટલે કે પૂર્ણ આનંદ છે. જે અક્ષરાતીત છે તે

પૂર્ણ આનંદ છે.

**"વાસુદેવઃ સર્વમ્"**

શ્રીકૃષ્ણ તો સર્વરૂપ છે.

**દ્રવ્ય કર્મ ચ કાલશ્ચ સ્વભાવો જીવ એવ ચ ।**
**વાસુદેવાત્પરો બ્રહ્મન્ ન ચાન્યોઽર્થોઽસ્તિ તત્વતઃ ॥**
(ભાગ ૨-૫-૧૪)

આ જગતમાં દ્રવ્ય, કર્મ, કાલ, સ્વભાવ અને જીવ તત્વ છે. આ બધું જ ભગવાન વાસુદેવ છે. વાસ્તવમાં જોઈએ તો તત્વરૂપથી બીજો કોઈપદાર્થ છે જ નહીં એક જ તત્વ અનેક રૂપમાં છે.

આ સમગ્ર વિશ્વમાં 'અનેક' કાંઈ નથી જે છે તે 'એક' જ છે. પદાર્થો અનેક છે પરંતુ તત્વ એક જ છે. જગતના સર્વ પદાર્થોના ભેદ પાડીએ તો કુલ પાંચ ભેદ પડે છે. આ બધું જ ભગવદ્ રૂપ કેવી રીતે છે તે જોઈએ.

(૧) દ્રવ્ય : એટલે પંચમહાભૂત, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી. આ બધાં આધિભૌતિક પદાર્થો છે અને સંસારની દરેક વસ્તુના અવાંતર સમવાયી કારણ છે.

(૨) કર્મ : એ જગતની ઉત્પત્તિમાં નિમિત્તકારણ રૂપ, સાધારણ ભગવદ્ ક્રિયાને ભૂતસંસ્કારરૂપ કર્મનોય આમાં સમાવેશ જાણવો.

(૩) કાળ : એ ગુણક્ષોભક છે, એટલે કે સત્વ, રજ અને તમ્ એ ગુણોમાં ખળભળાટ કરનારો છે, પૂર્વે બધા તત્વનો નિમિત્ત કારણરૂપ પણ છે. અને હમણાં જે બધા પદાર્થોના આધાર તરીકે સમજાય છે. આ ક્યારે બન્યું ? એ રીતનો આધાર.

(૪) સ્વભાવ : જે પરિણામ સર્જે છે તે સ્વભાવ. પરિણામ એટલે કોઈ વસ્તુનું આપોઆપ બીજું રૂપ સર્જાય છે. જેમકે ઠંડી લાગતાં પાણીનો બરફ થઈ જવો એ, દૂધનું દહીં થવું એ સ્વભાવ પરિણામ. સર્વમાં - સર્વનો એક 'સ્વભાવ' હોય છે.



(૫) જીવ : સર્વનો ભોક્તા છે, ભગવાનનો અંશ છે.

આ પાંચે વસ્તુ તત્વ નથી, વસ્તુ છે. આ પાંચેનું એટલે કે બધાનું વસ્તુતત્વ ભગવાન શ્રીકૃષ્ણ છે. (સુબોધિની)

**વિપ્રા ગાવશ્ચ વેદાશ્ચ તપઃ સત્યં દમઃ શમઃ ।**
**શ્રદ્ધા દયા તિતિક્ષા ચ ક્રતવશ્ચ હરેસ્તનુઃ ॥**

બ્રાહ્મણો, ગાયો, વેદો, તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞોઃ આ બધાં ભગવાનનાં (અંશાત્મક) સ્વરૂપો છે. (ભા.૧૦-૪-૪૧) તપ શ્રીહરિનું હ્રદય, વિદ્યા શરીર અને ક્રિયા આકૃતિ છે. યજ્ઞ એમના અંગ, ધર્મ મન અને દેવો એમના પ્રાણ છે. (૬-૪-૪૬)

**નારાયણપરા વેદા દેવા નારાયણાંગજાઃ ।**
**નારાયણપરા લોકા નારાયણપરા મખાઃ ॥**
**નારાયણપરા યોગા નારાયણપરં તપઃ ।**
**નારાયણ પરં જ્ઞાનં નારાયણપરા ગતિઃ ॥**

ચારે વેદ, સમસ્ત દેવગણ, સમગ્ર લોક, બધા જ યજ્ઞો, અષ્ટાંગ યોગ, તપ, જ્ઞાન અને આ બધાના ફલસ્વરૂપ પરમગતિ એ પણ નારાયણ પરાયણ છે, ભગવદાત્મક છે.

વેદોએ એમના પૂર્વકાંડમાં સ્વરૂપ (ઋગ્વેદાદિ) અર્થ (પ્રતિપાદ્ય) ફલ (પરિણામ) સાધન (યજ્ઞાદિ) અને પરંપરાનો વિચાર કર્યો છે તેમજ ઉત્તરકાંડમાં (ઉપનિષદોમાં) સાધન (જ્ઞાન, ભક્તિ. વિ.) કાર્ય (પ્રીતિ) અને ફલ (ભગવત્પ્રાપ્તિ)નો વિચાર કરીને દરેક વસ્તુનો ભગવદ્ સ્વરૂપે જ નિર્ણય કર્યો છે. વેદો પણ ભગવાનનું સ્વરૂપ છે. 'ભગવન્નિઃશ્વાસાન્નિર્તાનાં પુનસ્તત્રૈવ પ્રવેક્ષ્યમાણીનાં તાત્પર્યં નારાયણ ઈતિ નિર્વિવાદમ્' વેદો ભગવાનના નિઃશ્વાસમાંથી ઉત્પન્ન થયા છે અને અંતમાં ભગવાનમાં જ સમાઈ જાય છે માટે તે ભગવદ્રૂપ છે એ નિર્વિવાદ છે. પોતાના આવિર્ભાવ અને તિરોભાવની મધ્યમાં વેદો જે અર્થ કહે છે તે પણ ભગવદ્ રૂપ હોવાથી પણ એ નારાયણાત્મક છે.

દેવો પણ ભગવાનની ભુજા વિ. અંગોમાંથી પ્રકટ થયા છે માટે દેવો પણ ભગવાન નારાયણના અંગ સ્વરૂપ છે.

સ્વર્ગની કામનાથી (સ્વર્ગનો એક અર્થ છે દેવલોક અને બીજો અર્થ છે એ વિશેષ સુખ) કરવામાં આવતા યાગ પણ ભગવાનને પરાયણ છે. કેમ કે 'હૃદા સ્વર્ગાદિલોકઃ' એ વાક્યમાં સ્વર્ગલોકને પણ ભગવાનના અંગ રૂપે વર્ણવાયો છે. સ્વર્ગનો અર્થ વિશેષ પ્રકારનું સુખ એમ લઈએ તો **'અસ્યૈવાડડનંદસ્યાડન્યાનિ ભૂતાનિ માત્રામુપજીવન્તિ'** શ્રુતિમાં કહેવાયું છે કે "આ ભગવાનના આનંદની માત્રાને ગ્રહણ કરી કરીને અન્ય પ્રાણીઓ પોતાના જીવનની રક્ષા કરે છે." એટલે સ્વર્ગફલ પણ ભગવાનનો જ અંશ છે.

યોગમાં ચિત્તવૃત્તિનો નિરોધ કહ્યો છે. કેવળ મન સ્થિર કરી દેવું એ કોઈ સ્વયં પુરૂષાર્થ ન જ હોય. યોગ પુરૂષાર્થ નથી પણ મોક્ષ પુરૂષાર્થનું સાધન છે. વેદોમાં મોક્ષને જ પુરૂષાર્થ કહ્યો છે. (અણિમા આદિ સિદ્ધિઓ તો યોગના ગૌણ ફલ રૂપ છે અને ભગવાનની પ્રાપ્તિમાં વિઘ્ન રૂપ છે.) ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરતાં યોગ સિદ્ધ થાય છે માટે યોગ પણ ભગવત્પરાયણ જ છે.

ભગવાનના ભજનમાં, સેવામાં ઉપયોગી થનાર જીવના દેહ, ઈન્દ્રયાદિને શુદ્ર કરવા એ જ તપનો હેતુ છે. માત્ર કાયાને કલેશ આપવો એ તપ પુરૂષાર્થરૂપ નથી જ. માટે તપ પણ નારાયણપરક જ છે.

જ્ઞાનના બે ભેદ છે. ઉપનિષદ પ્રણીત અને સાંખ્ય પ્રણીત. ઉપનિષદો બધું જગત, ચરાચર સર્વને ભગવાન જ માને છે. માટે એ જ્ઞાન આત્મરૂપે સર્વનો વિષય થાય છે. સાંખ્ય કહે છે, બધા જ પદાર્થોનો ક્રમ પાછો ફેરવતાં અંતમાં આત્મા જ રહે છે. માટે તે આત્મવિષયક છે.

આમ છતાં જ્ઞાનનું પરિણામતો જ્ઞેય છે. અને એવો જ્ઞેય તો નારાયણ જ છે. માટે જ્ઞાન પણ નારાયણ પરાયણ છે.

ગતિ એટલે ફળ. ગતિ એટલે બ્રહ્મ સાયુજ્ય પ્રાપ્તિ, એ જ બ્રહ્મજ્ઞાનનું ફળ છે.



આ બધું જ ભગવાન પરક, ભગવદ્ પરાયણ, ભગવન્મૂલક અને ભગવદાશ્રિત હોવાથી ભગવાનનો જ આશ્રય કર્તવ્ય છે.

**પૂર્ણાનંદસ્વરૂપ શ્રીહરિઃ**

શ્રીકૃષ્ણનો આશ્રય. કરવો જોઈ કેમ કે તે, **હરિઃ સર્વ દુઃખહારક છે** તથા એમનો આનંદ **પૂર્ણાનંદત્વાત્ અખંડિતાનંદત્વાત્** પૂર્ણ અને અખંડ છે માટે સર્વ ઉપાયો વડે, સર્વ રીતે શ્રીકૃષ્ણનો જ આશ્રય હો. (વિ.૨.)

જે આનંદમાં દુઃખોનો સર્વથા અભાવ ન હોય એ આનંદ પૂર્ણ ન કહેવાય. ભગવાન માટે હરિ નામનો પ્રયોગ કરવા પાછળનો હેતુ એ જ છે કે શ્રીહરિ દુઃખહર્તા છે.

જો કે **અસ્યૈવાનંદસ્યાન્યાનિ ભૂતાનિ માત્રામુપજીવન્તિ** જેવી શ્રુતિઓથી દેવોમાંય આનંદ તો છે પણ એ આનંદની માત્રા અલ્પ હોવાથી તેઓ અન્યના આનંદને પૂર્ણ કરવા સમર્થ નથી. ગો. શ્રી દ્વારિકેશજી કેવું સુંદર ઉદાહરણ આપે છે કે **નિરવધિદારિદ્રયસ્ય સાવધિધનેનાપગમસ્યાશક્યત્વાદેવમપૂર્ણાનપિ પ્રતિબંધનિવૃત્તિપૂર્વક કૃષ્ણ એવ પૂર્ણાન્ કરોતિ.** એટલે કે અસીમ નિર્ધનતા સીમિત ધનથી દૂર થઈ ન શકે. એમ જે સ્વયં અલ્પ, અપૂર્ણ છે તે શું પૂર્ણ આનંદ આપી શકે ? શ્રીકૃષ્ણ તો હરિ છે. પ્રતિબંધોને હરનારા હરિ છે. અપૂર્ણને પરિપૂર્ણ કરવામાં જે કોઈ (કાલ, કર્મ, સ્વભાવાદિ) પ્રતિબંધો હોય તેને દૂર કરીને શ્રીકૃષ્ણ જ પૂર્ણ આનંદ આપે છે. માટે **તં સત્યમાનંદનિધિં ભજેત** એ ન્યાયે શ્રીકૃષ્ણને જ ભજવા.

ગો. શ્રી કલ્યાણરાયજી પૂર્ણાનંદ સમાસનો વિગ્રહ ૪ પ્રકારે કરે છે.

(૧) **પૂર્ણશ્ચ અસૌ આનંદશ્ચ** શ્રીકૃષ્ણ પૂર્ણ છે અને વળી આનંદ છે.

(૨) **પૂર્ણ આનંદો યેન** જેના વડે પૂર્ણ આનંદ (મળે) છે એ કૃષ્ણ એટલે કે મર્યાદાપુષ્ટિભક્તને પૂર્ણ આનંદનું દાન કરવામાં પ્રભુ સાધનની અપેક્ષા રાખે છે.

(૩) **પૂર્ણ આનંદો યત્ર** જેનામાં પૂર્ણ આનંદ રહેલ છે એવા કૃષ્ણ. શ્રીકૃષ્ણ પૂર્ણ આનંદ સ્વરૂપ છે, ગણિતાનંદ સ્વરૂપ નથી.

(૪) **પૂર્ણ આનંદો યસ્માત્** જેમાંથી પૂર્ણ આનંદ (પ્રકટે) છે એવા કૃષ્ણ. પુષ્ટિ ભક્તોને પૂર્ણ આનંદનું દાન કરવામાં ભગવાન સાધનનિરપેક્ષ છે.

**શ્રીકૃષ્ણઃ અંશ કે પૂર્ણ ?**

શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે ? તે પૂર્ણ આનંદનું દાન કરી શકે ? આ પ્રકારની શંકા ઉઠાવીને અને પછી તેનું સમાધાન કરે છે.

તાવિમૌ વૈ ભગવતો હરેરંશાવિહાગતૌ ।
ભારવ્યયાય ચ ભુવઃ કૃષ્ણૌ યદુકુરૂદ્વહૌ ॥

"એ જ આ યદુકુલશ્રેષ્ઠ (શ્રીકૃષ્ણ) અને કુરૂકુલશ્રેષ્ઠ (અર્જુન) નારાયણ અને નર ભગવાન શ્રીહરિના અંશરૂપે ભૂમિનો ભાર ઉતારવા અવતીર્ણ થયા છે." આવા વચનોથી તો એમ સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણ અંશરૂપ છે અને આપ એમને પૂર્ણ કહો છો ! એ કેવી રીતે શક્ય છે ?

વળી **જાયમાને જનાર્દને** શ્રીકૃષ્ણે જન્મ લીધો એમ પણ કહેવાયું છે. દેવોના દેહ પણ પંચભૂતના બનેલા તથા જન્મવાળા હોવાથી શ્રીકૃષ્ણ વિશે પણ એમ જ સમજવું ન જોઈએ ?

વળી આનંદ તો અંતઃકરણનો ધર્મ છે તો પછી ભગવાનને આનંદરૂપ અને આનંદજનક કેવી રીતે કહી શકાય ?

આ બધી શંકાઓનું સમાધાન કરવામાં આવેલ છે. શ્રીકૃષ્ણના અવતારનું કારણ - મુખ્ય પ્રયોજન એ જ છે કે ભક્તોની આર્તિનો નાશ કરીને એમને આનંદનું દાન કરવું. આ પ્રયોજન સિદ્ધ કરવું છે માટે ભગવાન (અંશરૂપથી નહીં પણ) મૂળરૂપથી પ્રકટ થયા છે.

ભૂમિનો ભાર હરવો એ ગૌણ પ્રયોજન છે. તેથી એમના અંશરૂપ નારાયણ યદુકુળમાં નારાયણરૂપે તથા કુરૂકુળમાં નર અર્જુનરૂપે આવિર્ભાવ પામ્યા. નર-નારાયણ બંને સંકર્ષણ (વ્યૂહ)ના અંશ હોવાથી ભૂભારહરણ માટે એમના પ્રાકટ્યની આવશ્યક્તા હતી.

પૂર્ણમાં અંશનો સમાવેશ હોય છે પણ પૂર્ણ કદી અંશ હોતો નથી. એટલે



કે ભગવાન પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ ભક્તોની આર્તિનિવારણ કરતાં કરતાં આનંદદાન માટે પૂર્ણ રૂપે તથા ભૂમિભાર હરણ કરવા માટે સંકર્ષણના અંશરૂપ નરનારાયણને ય પોતાનામાં પ્રવિષ્ટ કરાવીને પ્રક્ટયા છે.

**કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્** ભાગવતજીમાં તો સ્પષ્ટ નિરૂપણ છે જ કે શ્રીકૃષ્ણ સ્વયં પૂર્ણબ્રહ્મ સાક્ષાત્ ભગવાન છે. તત્વાર્થદીપમાં શ્રીમહાપ્રભુજી સ્પષ્ટતા કરે છે કે

**સર્વાતિરિક્તરૂપેણ નરઃ સ્વાવેશધારકઃ ।**
**તપોડતિરિક્તકાર્યં તુ પૂર્ણે કૃષ્ણે ન ચાન્યથા ॥**

પુષ્ટિકાર્ય કરવા માટે પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ પ્રકટ થયા છે કે જે નારાયણથી ભિન્ન સ્વરૂપ છે. નર તો સ્વયં આવેશધારક છે. ગીતાજીમાં ભગવાને "પરિત્રાણાય સાધૂનામ્" અવતાર પ્રયોજનનો નિર્દેશ કર્યો છે તે, મર્યાદાભક્તોના રક્ષણાદિ - તે અંશાવતારના સૂચક છે. જ્યારે ભક્તોની આર્તિનિવૃત્તિપૂર્વક આનંદ દાનએ પુષ્ટિ પ્રયોજન છે.

અવતાર પ્રયોજનની ચર્ચા કરીને હવે ચાલો, સ્વરૂપ અંગે વિચારણા કરીએ. દેહની સાથે રહેનારા પંચભૂતના તેમજ જન્મ વિ.ના નિયમો પણ પ્રાકૃત દેહને માટે જ સમજવા જોઈએ. જેનું સ્વરૂપ અપ્રાકૃત - અલૌકિક હોય એના અંગે તો (અલૌકિક શબ્દ પ્રમાણ એવા) વેદ શાસ્ત્રાનુસાર વિચારવું જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણનું શ્રીઅંગ, અપ્રાકૃત હોવાથી **આનંદમાત્ર કરપાદમુખોદરાદિ** અનુસાર કેવલ આનંદરૂપ જાણવું જોઈએ. પ્રાકૃત અને અપ્રાકૃતના નિયમો સમાન ન હોઈ શકે. ભગવાનના ગુણો, જ્ઞાન, ઈચ્છા વિ. આપણા જેવાઓના ગુણો, જ્ઞાન કે ઈચ્છા જેવા અનિત્ય ન હોઈ શકે.

ભગવાનનો જન્મ મનુષ્યના જેવો હોતો નથી. શાસ્ત્રોમાં ભગવાનના જન્મનું વર્ણન છે. એટલે ભગવાનનો જન્મ તો છે જ પરંતુ **નિત્યાપરિચ્છિન્નતનોઃ પ્રાકટ્યસ્યૈવ જન્મત્વેન જન્યત્વાભાવાત્** ભગવાનનું સ્વરૂપ નિત્ય છે, સર્વવ્યાપી છે. પરંતુ આ સર્વવ્યાપી - અપરિચ્છિન્ન સ્વરૂપને પરિચ્છિન્ન (પરિમિત, માપી શકાય તેવું) રૂપે પ્રકટ કરવું એનું નામ

ભગવાનનો જન્મ.

**પૂર્ણત્વ**

શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે. તે નિત્યસુખ સ્વરૂપ, શોક રહિત, શાશ્વત પરમ શાંત, ભયરહિત, કેવલ જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ, સર્વભેદ રહિત છે. એ વિષયો અને ઈન્દ્રિયોના સંગથી રહિત છે. વાણી એમનું વર્ણન કરવામાં સમર્થ નથી. અનેક સાધનોથી સાધ્ય એવા કર્મફલની પહોંચથીય એ પર છે.

શ્રીકૃષ્ણ સાધન સાધ્ય નથી. કોઈ પણ કર્મના ફલ સ્વરૂપે એમની પ્રાપ્તિ થતી નથી. એ ઉત્પાદ્ય, આપ્ય, વિકાર્ય અને સંસ્કાર્ય એવા ચારે પ્રકારના કર્મફલોથી પર છે.

(૧) ઉત્પાદ્ય : માટીમાંથી ઘડો બને એમ ભગવાન કોઈ કારણનું ઉત્પાદન (કાર્ય) નથી. એ ઉત્પત્તિરહિત છે, જન્મ રહિત છે માટે ઉત્પાદ્ય રૂપ ક્રિયાફલ નથી. શ્રીકૃષ્ણ "નિત્ય" હોવાથી કોઈ ઉત્પાદકનું ઉત્પાદન બનતા નથી.

(૨) આપ્ય (પ્રાપ્ય) જેમકે ચાલતાં ચાલતાં એક ગામથી બીજા ગામને પ્રાપ્ત કરવું. ભગવાન કોઈ આવી ક્રિયા દ્વારા પામી શકાતા નથી. ચાલવાની ક્રિયા જો થતી રહે અને સાચી દિશા હોય તો લક્ષ્ય પ્રાપ્ત થાય છે પરંતુ ભગવાન કોઈ પણ ક્રિયાનું લક્ષ્ય બનીને સંપ્રાપ્ત થતા નથી. કેમકે એ સ્વતંત્ર છે.

(૩) વિકાર્ય : કાળા રંગના ઘડાને અગ્નિમાં નાખવાથી એ લાલરંગનો બને છે. એનામાં જેમ વિકાર (પરિવર્તન) આવે છે તેમ ભગવાન કોઈ વસ્તુના પરિવર્તનરૂપે, વિકારરૂપે સુલભ થતા નથી. જેમ દૂધનો વિકાર દહીં છે એમ ભગવાન કોઈ કારણના વિકારી કાર્ય નથી. કેમકે 'અવિકારી' છે.

(૪) સંસ્કાર્ય : કોઈ પણ એક વસ્તુ પર કોઈ ખાસ પ્રક્રિયા કરવી, તેને સંસ્કાર આપવા કહે છે. હયાત ગુણોમાં બીજા ગુણોને સ્થાપવા માટે જે ક્રિયા કરવામાં આવે છે એને સંસ્કાર કહે છે. આના બે પ્રકાર છે. મલ વિમોચન અને ગુણસ્થાપન. જેમકે વસ્ત્રને સારી રીતે ધોવું તે મલ વિમોલન અને તેના



પર રંગ ચઢાવવો તે ગુણ સ્થાપન. ભગવાન 'સર્વં' રૂપ હોવાથી, 'આકાશવત્' હોવાથી એમના પર કોઈ જ સંસ્કાર આરોપણ ક્રિયા સફળ થતી નથી.

જેનું તેજ, સામર્થ્ય અને માહાત્મ્ય વૃદ્ધિ-ક્ષય રહિત હોય તે પૂર્ણ કહેવાય. **ન હ્યેકસ્યાદ્વિતીયસ્ય બ્રહ્મણઃ પરમાત્મનઃ । કર્મણિવર્ધતે તેજો હ્રસતે ચ યથા રવેઃ (ભાગ ૧૦-૭૪-૪)** જેમ પોતાના ઉદય અને અસ્ત વિગેરે કાર્યોથી સૂર્યનું તેજ વધતું કે ઘટતું નથી. તેમ એક, અદ્વિતીય પરમાત્માનું તેજ સર્જન, પાલન વિ. કાર્યોથી વધતું કે ઘટતું નથી.

**હરણ કરનારા હરિ**

**બ્રહ્માણમિન્દ્રં યમં રૂદ્રવરૂણમેવ ચ ।**
**નિગૃહ્ય હરસે યસ્માત્તસ્માદ્ હરિરિહોચ્યસે ॥**

એ બ્રહ્મ, ઈન્દ્ર, યમ, રૂદ્ર અને વરૂણ જેવા દેવોની ઉપર શાસન કરે છે અને એ દેવો દ્વારા યજ્ઞ ભાગને ગ્રહણ કરે છે માટે એમને હરિ કહે છે.

**સ્મૃત્વા પાતકસંહારી હરિરિત્યભિદીયતે** (લિંગપુરાણ) સ્મરણ કરનારના પાપને સંહરે છે માટે તે હરિ કહેવાય છે.

'હરિ' નામમાં ય સામર્થ્ય છે.

**યે વદન્તિ નરા નિત્યં હરિરિત્યક્ષરદ્વયમ્ ।**
**સર્વ પાપવિનિર્મુક્તો યાતિ વિષ્ણોઃ પરં પદમ્ ॥**

જે મનુષ્યો નિત્ય 'હરિ' એવા બે અક્ષરના ભગવન્નામ તો ઉચ્ચાર કરે છે તેઓ સર્વ પાપોમાંથી વિમુક્ત થઈને ભગવાનના પરમધામને પ્રાપ્ત કરે છે.

ભક્તોના આધિભૌતિક અને આધ્યાત્મિક દુઃખોને દૂર કરવા માટે તો ભગવાને ઝાઝો પરિશ્રમ લેવો પડતો જ નથી. જેમ સૂર્યના ઉદય થતાં પહેલાં જ એના કિરણો અંધકારનો નાશ કરી દે છે અને સૂર્યનો અંધકારને જોતો જ નથી એમ ભગવાન ભક્તોના અને સૂર્યનો અંધકારનો જોતો જ નથી એમ ભગવાન ભક્તોના (ભૂભાર-દુષ્ટોની ઉત્પત્તિ વિ.) દુઃખોને સાક્ષાત્ જોતાં જ

નથી. ભગવાનની કાલરૂપ ભૃકુટિ જ એ દુઃખોનો નાશ કરી દે છે !

(સુબો. ૩-૨-૧૮)

**આનંદસ્વરૂપ ભગવાન**

ઉપનિષદ્ કહે છે કે, "આનંદથી જ આ બધા પ્રાણીઓ ઉત્પન્ન થયા છે." "બ્રહ્મ નિત્યસ્વરૂપ, વિજ્ઞાન સ્વરૂપ અને આનંદસ્વરૂપ છે." સિંધાલૂણનો ગાંગડો જેમ અંદર બહાર સમગ્રતયા પ્રજ્ઞાનઘન છે." બ્રહ્મનો આકાર આનંદ છે. "તે આનંદમય છે કેમકે શ્રુતિમાં આનંદમય સ્વરૂપનું વારંવાર ઉચ્ચારણ થયેલ છે." "આપ કેવલ આનંદસ્વરૂપ છે." "ત્રણે વેદ, સર્વ ઉપનિષદો, સાંખ્ય-યોગ તથા ઈન્દ્રાદિ ભક્તો 'પરબ્રહ્મ' 'ભગવાન' કહીને જેના માહાત્મ્યનું ગાન કરે છે તેને યશોદાએ પોતાના પુત્ર માન્યા." જેની અંદર કે બહાર, પહેલાં કે પછી બીજું કાંઈ નથી અને જે સ્વયં જગતની પહેલાં અને પછી પણ છે, જગતની અંદર અને બહાર પણ છે." આવા અનેક વેદ, પુરાણ અને સૂત્રોના અસંખ્ય વાક્યોના પ્રમાણો વડે શ્રીકૃષ્ણનું પૂર્ણત્વ અને આનંદત્વ સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણની બાળલીલાઓમાં પણ એ સિદ્ધ થયું છે. **દેહપ્રાણેન્દ્રિયાન્તઃ કરણાત્મરૂપ એવ આનંદરૂપો જ્ઞાનરૂપઃ પુરૂષોત્તમો ન ત્વાત્મમાત્રમિતિ નિર્બાધમબોધિ ।** આપણા બધા માટે તો આનંદ એ કાંઈક, કેવળ જીવાત્માનો ગુણ છે, જ્યારે ભગવાનનું તો શ્રીઅંગ, પ્રાણ, ઈન્દ્રિયો, અંતઃકરણ આ બધું જ આનંદરૂપ અને જ્ઞાનરૂપ છે.

જ્યારે બ્રહ્માજીનું આયુષ્ય સમાપ્ત થાય છે ત્યારે મહાપ્રલય ઉપસ્થિત થાય છે, ચૌદલોક મહાભૂતોમાં લીન થઈ જાય છે, મહાભૂત પોતાના કારણરૂપ અહંકારમાં લીન થઈ જાય છે. અહંકાર પોતાના કારણ મહત્તત્વમાં લીન થાય છે તો મહત્તત્વ પોતાના કારણરૂપા અહંકારમાં લીન થઈ જાય છે તો મહત્તત્વ પોતાની કારણરૂપા પ્રકૃતિમાં લીન થાય છે. અંતમાં પ્રભુ જ એકલા 'શેષ' સંજ્ઞાથી રહે છે. આ ભગવાનના સ્વરૂપની નિત્યતાનું પ્રમાણ છે.

**આનંદદાતા ભગવાન**

ભગવાન આનંદવાન હોવાથી એ આનંદના દાતા પણ છે, આનંદજનક



પણ છે. **'એષ હ્યેવાનન્દયાતિ' ઈતિ શ્રુ તેજ્ઞનન્દજનકત્વમ્'** આ પ્રભુ જ સર્વને આનંદ પ્રાપ્ત કરાવે છે. ભાગવતજીમાં વર્ણન છે કે, "આ રીતે શ્રીકૃષ્ણ ગોવાળો સાથે આનંદ તરબોળ થઈને વૃંદાવનની સમીપ શ્રી ગોવર્ધન અને શ્રી યમુનાજીના તટે ગાયો ચરાવતાં રમણ કર્યું." તથા "હે ગોપી જન ! પુષ્પોની માળાથી વિરચિત કર્ણભૂષણ વડે શોભતા શ્રી કૃષ્ણના મુખની અપૂર્વ શોભા થાય છે. શ્રીકૃષ્ણ આનંદમાં આવીને જગતને આનંદમગ્ન કરતાં, પર્વતના શિખરો પર ઉભા રહીને બંસી બજાવે છે ત્યારે નાદ શ્રવણ કરનારા સમગ્ર સંસારને તદાકાર બનાવી દે છે." વળી, "હે સખી ! યદુપતિ શ્રીકૃષ્ણ વ્રજની ગાયોના દુરન્ત તાપને દૂર કરતાં,સાયંકાળ જગતના તાપને શાંત કરનારા ચંદ્રમાની સમાન પધારે છે." આવા અનેક વચનોતી એ પણ સિદ્ધ થાય છે કે, શ્રીકૃષ્ણ આનંદના જનક અને દાયક પણ છે.

ધર્મ અને ધર્મીનો અભેદ છે. આનંદ શ્રીકૃષ્ણનો ધર્મ પણ છે અને ધર્મી શ્રીકૃષ્ણ પણ આનંદ છે.

આમ ભગવાન શ્રીકૃષ્ણ આનંદરૂપ છે, આનંદવાન્ છે અને આનંદજનક પણ છે.

માટે પૂર્ણાનંદ શ્રીકૃષ્ણનો જ આશ્રય હો !!

## ૧૨. શ્રીકૃષ્ણ જ કામ પુરૂષાર્થ છે.

(શ્લો.૯)

મનુષ્યને જ્યારે સમજાય કે પોતાના દ્વારા થતા સાધનોથી ભગવાનનો અનુગ્રહ અને એનું ફલ અસાધ્ય છે ત્યારે એક દૈન્યભાવ જાગે છે. આ ભાવનું સ્વરૂપ આ શ્લોકમાં સમજાવવામાં આવ્યું છે. (વિ.વ્ર.)

પુષ્ટિભક્તની પ્રચૂર પીડાની શાંતિ માટે, બહાર પ્રકટ અવસ્થામાં રહેલા, કોટિ કોટિ કામદેવથીય કમનીય ભગવાન શ્રીકૃષ્ણના જ સંગની જરૂર છે માટે ભગવાનની કામરૂપતાની નિરૂપણ કરવામાં આવે છે. (વિ.અ.)

એવો પણ પ્રશ્ન ઉઠે કે વિવેક અને ધૈર્ય સહિત ભક્તિ કરવાથી ભગવાન પણ વશ થાય છે, તો પછી શા માટે દૈન્યપૂર્વક આશ્રયની પ્રાર્થના કરવી ? એનું સમાધાન એ છે કે ભગવાન જ કામરૂપ છે. એટલેકે ભગવાનની જ કામના કરવી જોઈએ. એજ સર્વમનોરથોને પૂર્ણ કરનાર છે, સર્વ ફલોને માટે ભગવાન જ કામ્ય છે માટે એ જ પ્રાર્થનીય છે.

આગળના આઠ શ્લોકોથી શ્રીમહાપ્રભુજીએ ભગવત્ સ્વરૂપને વિચારતાં આશ્રય જ સર્વસાધક છે અને અન્ય કાંઈ સાધન નથી એમ પ્રતિપાદ્દ કર્યું. (પ્ર.ક.)

વિવેક ધૈર્યાશ્રયમાં એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે આશ્રય સર્વસાધક તો છે પરંતુ તે (વિવેક અને ધૈર્ય રૂપી) અંગ સહિત હોવો જોઈએ. પરંતુ આ શ્લોકમાં તો એમ સિદ્ધ કરે છે કે અંગોના અભાવમાં ય ભગવદાશ્રય ફલ સિદ્ધ કરે છે. (વિ.વ્ર.)

ભક્તિની ઉત્પત્તિ કે દઢતા માટે વિવેક, ધૈર્ય અને આશ્રયનું નિરૂપણ કર્યા પછી નિરપેક્ષ આશ્રયનું નિરૂપણ શા માટે ? આ વાત પરસ્પર વિરૂદ્ધ નથી ? ત્યારે સમજાવે છે કે

**વિવેકધૈર્ય ભકત્યાદિ રહિતસ્ય વિશેષતઃ ।**
**પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ ॥**



વિવેક, ધૈર્ય, ભક્તિ વિગેરેથી રહિત અને વિશેષ કરીને પાપમાં આસક્ત, પામર (એવા આ જીવને) શ્રીકૃષ્ણ જ આશ્રય છે.

**હું વિવેક રહિત છું !**

વિવેકસ્તુ હરિઃ સર્વં નિજેચ્છાતઃ કરિષ્યતિ

ભગવાન શ્રીકૃષ્ણ સ્વઈચ્છા અનુસાર બધું કરશે તેવો ભાવ એ વિવેક. (વિ.ર)

ભગવાન નિજઈચ્છાથી બધું કાર્ય કરે છે માટે પ્રાર્થના ન કરવી જોઈએ. એવો નિશ્ચય થવો એનું નામ વિવેક. (પ્ર.ક.)

ભગવાન શ્રી હરિ છે. એ સર્વદુઃખ હર્તા છે. એ નિજેચ્છાથી બધું કરશે એવા વિચારપૂર્વકનું અનુસંધાન એ વિવેક.

**સાધનતારતમ્યાનુસંધાનમ્** સાધનોમાં રહેલા તારતમ્ય (ન્યૂનાધિક્તા)નું અનુસંધાન એટલે વિવેક (વિ.વ્ર.)

**યથા દારૂમયી યોષિન્નૃત્યતે કુહકેચ્છયા ।**
**એવમીશ્વરતંત્રોઽયમીહતે સુખદુઃખયોઃ ॥**

જેમ મદારીની ઈચ્છા પ્રમાણે કઠપૂતળી નાચે છે તેમ ભગવાનને આધીન હોવાથી લોકો એમની ઈચ્છા પ્રમાણે સુખ અને દુઃખ ભોગવે છે. (ભાગ, ૧૦-૫૪-૧૨)

**હું ધૈર્યરહિત છું !**

ત્રિવિધ દુઃખોને સહન કરવાં તે ધૈર્ય. (વિ.ર.)

આ ત્રિવિધ કયાં ? **સાત્વિકાદીનાં, કાયિકાદીનાં, ભૌતિકાદીનાં ત્રિવિધ દુ:ખાનાં પ્રતીકારાનાચરણેનોપેક્ષણં ધૈર્યમ્** સાત્વિક, રાજસ અને તામસ દુઃખો અથવા કાયિક, વાચિક અને માનસિક દુઃખો અથવા આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક દુઃખોના પ્રતીકારનું આચરણ ન કરતાં, તેમની અવગણના કરવી એને ધૈર્ય કહેવાય. (વિ.વ્ર.)

સેવા-ભક્તિમાં પ્રતિબંધ કરનારા દુઃખોની નિવૃત્તિનો ઉપાય ન કરતાં

આધિભૌતિક દુઃખો સહન કરવાં એ ધૈર્ય (પ્ર.ક.)

કડામાં રહેતા સારસ્વત બ્રાહ્મણ અચ્યુતદાસને પ્રારંભમાં ઘણું દુઃખ ભોગવવું પડ્યું હતું. ૧૫મા વર્ષે પત્ની મૃત્યુ પામી,પછી પિતા અને પછી માતાનું મૃત્યુ થયું. અતિશય દુઃખી થયા. શ્રીમહાપ્રભુજી એ એમને બહુ જ દુઃખી જાણીને કૃપા કરી દુઃખમુક્ત કર્યા.

જો જીવ સાધન બળથી ઉપાય કરે તો આજના સમયમાં તો વિવેકધૈર્યાદિનું સંપાદન કરવું લગભગ અશક્ય છે પરંતુ અનુગ્રહબલના વિષયમાં તો એવો પ્રશ્ન જ નથી. અચ્યુતદાસને નામ-નિવેદન કરાવી, વેદમંત્રનો ઉચ્ચાર કરીને એક અંજલી જલ છાંટતાં જ, એમના હૃદયમાં વિવેક, ધૈર્ય સાંપડ્યા અને ભગવદાશ્રય દઢ થઈ ગયો. એ પોતે જ બોલ્યો કે, "મેં નિરર્થક જ આટલું દુઃખ ભોગવ્યું. આ દેહ જ મારો નથી તો પછી દેહના સંબંધી માતાપિતા, પત્ની વિ.થી દુઃખી થવાની શી જરૂર ? ભગવાનનો દાસ થઈને એમને ભૂલ્યો માટે દુઃખી થયો, હવે બધું દુઃખ ગયું."

**હું ભક્તિરહિત છું !**

આ શ્લોકમાં 'ભક્તિ' પદનો અર્થ 'આશ્રય' કરવો જોઈએ. કેમકે ક્રમ પ્રમાણે જોઈએ તો વિવેક પછી ધૈર્ય અને તે પછી આશ્રયનું નિરૂપણ આવે છે.

'આદિ' શબ્દથી ભક્તિના સાધનોનો ઉલ્લેખ છે. ભક્ત કહે છે મારી પાસે વિવેક, ધૈર્ય અને આશ્રય તો નથી જ. પરંતુ એ માટેના સાધન પણ નથી ! (વિ.ર.)

**ભક્તિઃ પ્રેમલક્ષણા તત્સાધનરૂપા વા** ભક્તિ એટલે પ્રેમલક્ષણા ભક્તિ અથવા પ્રેમના સાધનરૂપ ભક્તિ. 'આદિ'નો અર્થ છે મર્યાદા ભક્તિના સાધન.

જે ફલ - જે સાધ્ય ભક્તિ દ્વારા સધાય છે તે ભક્તિ સિવાયના સાધનથી સિધ્ધ થતું નથી. પરંતુ અન્ય સાધન દ્વારા સિદ્ધ થતી વસ્તુ તો ભક્તિ કરતાં આનુષંગિક રીતે - સહજ રીતે જ આવી મળે છે. તે જ રીતે ભક્તિ રહિતજે ય આશ્રયથી સર્વ સિદ્ધ થાય છે. જો એમ થતું હોય તો પછી



વિવેક આદિથી રહિત હોય એને ભગવાન આશ્રયરૂપ થાય એમાં શંકા નથી. આ જ કારણે શ્રીમહાપ્રભુજી વિવેકધૈર્યાશ્રય ગ્રંથના અંતમાં **કલૌ ભક્ત્યાદિમાર્ગા હિ દુઃસાધ્યા ઈતિ મે મતિઃ** કલિકાલમાં ભક્તિ વ. માર્ગોને દુઃસાધ્ય કહ્યા છે.

જેમ શરણાગતિમાં દીનતા ધરાવતા ભક્તનો જ અધિકાર છે તેમ આશ્રયમાં ય દૈન્યનો આવિર્ભાવ થયેલા ભક્તનો જ અધિકાર છે. (વિ.દ્વા.)

સાધનરૂપા તેમજ ફલરૂપા ભક્તિનો અભાવ તેમજ આદિ શબ્દથી પુણ્ય વિ.નો ય અભાવ દર્શાવ્યો છે. (પ્ર.ક.) સાધન હોય તો ભવિષ્યમાં સ્વલ્પ ફલ પણ ઉત્પન્ન થવાની આશા રહે પરંતુ એ ય નથી !

**માહાત્મ્યજ્ઞાનપૂર્વકઃ સુદઢઃ સ્નેહો ભક્તિર્નવવિધા વા** ભગવાનના માહાત્મ્યજ્ઞાન સાથે અત્યંત દઢ સ્નેહ એટલે ભક્તિ. અથવા શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એવી નવ પ્રકારવાળી ભક્તિનો ય અભાવ છે. 'આદિ' શબ્દ વડે ભક્તિના કર્મ, જ્ઞાન જેવા સાધનો નો ય અભાવ બતાવ્યો.

આમ સર્વસાધન રહિત અવસ્થા દર્શાવી છે.

**તુલસાંનું દૈન્ય**

પદ્મનાભદાસજીની પુત્રી તુલસાંની ઉક્તિમાં કેટલો સુંદર દૈન્યભાવ સૂચિત થાય છે ! શ્રી ગુંસાઈજીએ એને પૂછ્યું હતું કે, "તને શ્રી ઠાકોરજી સાનુભાવ જણાવે છે ?" ત્યારે તુલસાં એ અત્યંત દીનતાપૂર્વક જવાબ આપ્યો હતો કે, "મહારાજ ! અમે તો પેટ ભરીને ખાઈએ છીએ અને નીંદ ભરીને સૂઈએ છીએ. (પ્રભુ અમને શું અનુભવ કરાવે ? જેમ પશુ 'આહારનિદ્રા...'નું જ કામ સ્વેચ્છાથી કરે ભારવહન જેવા કાર્ય તો કોઈ કરાવે તો પરવશ થઈને કરે. એમ અમારી પ્રીતિ તો ખાનપાનમાં જ છે. ભગવાનની સેવાનો 'આ પદ્મનાભદાસ જેવા ભગવદીયની પુત્રી છે છતાં સેવા કરતી નથી ? ' એવી લોકનિંદાના ભયથી કરીએ છીએ ! પછી અમને ભગવાન ક્યાંથી અનુભવ કરાવે ? અમારો તો કાંઈ પુરૂષાર્થ નથી) બસ, શ્રી

મહાપ્રભુજીના ગ્રંથનો નિત્ય પાઠ કરીએ છીએ."

**વિશેષ કરીને પાપમાં આસક્ત છું !**

વિશેષ પાપાસક્ત એટલે અતિશય પાપમાં આસક્ત છું ! મહાપાતક આચરણમાં રતિવાળો છું ! (વિ.ર)

મારી પાસે મારા ઉદ્ધારના સાધન તો નથી જ ઉપરાંત વિપરીત સાધનવાળો છું ! ભૂલથી, પ્રમાદથી પાપ કરનારો નહીં પરંતુ જાણીને પાપ કરનારો છું. માટે ફલ મળવાની શક્યતા હોય તો ય ફલ ન મળે એ સ્થિતિ છે ! (પ્ર.ક.)

જીવ પાપકર્તા જ નહીં પરંતુ તેની પાપમાં આસક્તિ છે. જે કરતાં કાયાને, વાણીને તેમજ મનને રોકી જ ન શકાય એને આસક્તિ કહે છે. એટલે પાપ છૂટવાય દુષ્કર છે ! (વિ.દ્વા.)

આસક્તિ એટલે અતિશય સંગ. અપરિહાર્ય સંગ, જીવની જ્યાં સુધી પાપમાં આસક્તિ હોય ત્યાં સુધી કૃષ્ણભક્તિ સંભવતી નથી. **નરાણાં ક્ષીણપાપાનાં કૃષ્ણે ભક્તિઃ પ્રજાયતે** (પાપોનો ક્ષય થયા પછી જ શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે.) ભક્તિ તો નથી જ પરંતુ ભક્તિની ઉત્પત્તિમાં ય પ્રતિબંધ છે. !

**દીન - પામર છું !**

પાપોમાં આસક્તિ છે માટે પાપોનો ત્યાગ કરવાની શક્તિ પણ નથી. પરિણામે ચિત્તને ગ્લાનિ થાય છે પોતાની પામરતાનો અનુભવ થાય છે. (વિ.ર.)

દીન હોવાથી કોઈ પણ પ્રકારના સાધનોને સિદ્ધ કરવામાં ય અસમર્થ છું ! (પ્ર.ક.)

પાપ તેમજ આસક્તિ એવા બે બાધક હોવા છતાં 'દીનતા' રૂપી સાધનથી ભગવદાશ્રય સાંપડી શકે છે. સાધકના અભાવથી તેમ જ બાધકના અસ્તિત્વથી ઉત્પન્ન થયેલ ગ્લાનિથી દીન બનેલાનો શ્રીકૃષ્ણ જ આશ્રય છે.



**દૌર્ગત્યાદેરનોજસ્ત્વં દૈન્યમ્** દરિદ્રતા આદિને લીધે ઓજસના અભાવને દૈન્ય કહે છે.

આ પ્રકારની દૈન્યજનક ગ્લાનિ થવી દુષ્ટોને માટે શક્ય નથી. દુષ્ટોને પાપથી ગ્લાનિ થતી જ નથી. મર્યાદામાર્ગીય સજ્જનો, સાધુજનોને ગ્લાનિ તો થાય છે પરંતુ તેઓ અન્ય અલ્પ સાધનોમાં પ્રવૃત્ત થાય છે પરંતુ પુષ્ટિજીવને ગ્લાનિ થતાં તે પ્રપત્તિનો માર્ગ અપનાવે છે.

ભગવાને ગીતાજીમાં વચન આપેલ જ છે કે, **માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય... અપિ ચેત્સુદુ રાચારો...** "અગર કોઈ અતિ દુરાચારી પણ અનન્યભાવે મારો ભક્ત બનીને મને ભજે છે તો તેને સાધુ માનવો જ યોગ્ય છે કેમ કે તે યથાર્થ નિશ્ચયવાળો છે. એ થોડીવારમાં જ ધર્માત્મા બની જાય છે અને શાશ્વતી શાંતિને પામી લે છે. હે અર્જુન ! તું નિશ્ચયપૂર્વક જાણ કે મારો ભક્ત કદી નષ્ટ થતો નથી ! કેમકે સ્ત્રીઓ, વૈશ્યો, શુદ્રો તથા પાપયોનિઓ જે કોઈ હશે તે પણ મારા શરણે આવીને પરમ ગતિને પ્રાપ્ત કરે છે !"

ગરૂડ પુરાણમાં ય ભગવાને કહ્યું છે કે,

**સકૃદેવ પ્રપન્નો યસ્તવાસ્મીતિ ચ યો વદેત્ ।**
**અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્દ વ્રતં મમ ॥**

એક જ વખત જે પ્રપન્ન પુરૂષ "તવાસ્મિ હું તમારો છું !" એમ બોલે છે તેને સર્વપ્રાણીઓથી અભય આપું છું એ મારૂં વ્રત છે. આવા અનેક ભગવદ્ વાક્યોથી ભગવાનનું વ્રત શરણાગત, આશ્રિતદીનોનો ઉદ્ધાર કરવાનું છે એ સ્પષ્ટ થાય છે. (વિ.પ્ર.)

આમ છતાં શ્રીહરિરાયજી મહાપ્રભુજી આશ્વાસન આપે છે કે, **પ્રમેય બલ આસાદ્ય કિમસાધ્યં તદા ભવેત્ ?**

જો પ્રમેયબલ પ્રાપ્ત થાય તો પછી જીવને શું અસાધ્ય રહે છે ? જીવ ગમે તેટલો દુષ્ટ હોય પરંતુ પ્રભુ જેમનો અંગીકાર કરે છે તેનો નિર્વાહ પણ એજ કરે છે.

**કૃષ્ણ એવ ગતિર્મમ !**

અહીં એક ખુલાસો આવશ્યક છે. "કૃષ્ણ એવ ગતિર્મમ" એમ બોલનારા શ્રીમહાપ્રભુજી છે. અને આ શ્લોકમાં પોતાનામાં વિવેક, ધૈર્યાદિનો અભાવ બતાવે છે એ શું સુસંગત છે ? આ વિશેષણો એમણે પોતાના માટે પ્રયોજ્યા છે ?

ના. એમ નથી ! આ ગ્રંથ શ્રીમદાચાર્યજી એ જીવોને માટે રચ્યો છે. વેદમાં યજમાન વતીથી ભગવાન કહે છે કે, **"પ્રયતપાણિં શરણં પ્રપદ્યે", "ભૂયિષ્ઠાન્તે નમ ઉકિત વિધેમ"** હું હાથ જોડીને શરણે આવ્યો છું. વિ. વચનોની જેમ અહીં પણ વપરાયેલા 'વિવેકરહિત' જેવા વિશેષણો અન્યાર્થક છે. અન્યના અધિકારથી બોલાયા છે માટે એમાં કોઈ દોષ નથી. જીવે આ પ્રમાણે પ્રભુની સન્મુખ બોલવું જોઈએ એમ શ્રી મહાપ્રભુજી શીખવે છે.

શિક્ષાપત્રોમાં પ.પૂ.શ્રી હરિરાયજી મહાપ્રભુજી પણ આ પ્રકારની દૈન્ય અને કાર્પણ્ય ભાવનાનું સુંદર રીતે નિરૂપણ કરે છે.

**ન શુદ્ધભાવો નૈવાસ્તિ સર્વભાવો ન દીનતા ।**
**નાજ્ઞાપરત્વં ન વિશ્વાસો ન યાસ્તિ પરમાદરઃ ।**

નથી મારા હૃદયમાં શુદ્ધભાવ અને નથી સર્વાત્મભાવ. મારામાં દીનતા ય નથી અને (શ્રીમદ્ વલ્લભના) આજ્ઞાપાલનની નિષ્ઠા પણ નથી. વિશ્વાસ નથી તેમજ પરમાત્મામાં પરમ આદર નથી.

સત્સંગ નથી, સેવા નથી, સ્વકૃત નિવેદનનું સ્મરણ પણ નથી. **નાશ્રયો ન વિવેકો હિ ધૈર્યં ન શરણસ્થિતિઃ** ભગવદ્ આશ્રય અને શરણસ્થિતિ નથી. વિવેક અને ધૈર્યનો અભાવ છે. શ્રી હરિના માહાત્મ્યજ્ઞાનની સ્ફૂર્તિ નથી તો વળી સ્નેહ પણ નથી. જો સ્નેહ જ નથી તો પછી એના ઉત્તરાંગો આસક્તિ અને વ્યસનની તો વાત જ ક્યાં ?

મારો ભક્તિમાર્ગમાં પ્રવેશ નથી તેમજ ધર્મમાર્ગમાં સ્થિતિ નથી, શુદ્ધ દેશઆદિમાં સ્થિતિ નથી તો વળી કલિકાલના પ્રભાવને લીધે વેદ-ધર્મ પણ



નથી. સર્વ લોકવેદના અવલંબનોથી હું રહિત છું.

મન, વાણીમાં સંયમ નથી, શ્રીકૃષ્ણનો વિરહનો અનુભવ નથી, ગૃહ વિ.થી અનાસક્તિ હોવી જોઈએ તે ય નથી. હજી અહંકાર ગયો નથી અને સ્વધર્મનો સ્વીકાર પણ નથી. સર્વ રીતે સત્સંગરહિત છું. આનંદનો સંબંધ નથી માટે ચિત્તમાં સતત કલેશ રહે છે !

આવી રીતે પોતે દોષનિધિ છે, સર્વગુણરહિત છે તો પછી મારી શી ગતિ થશે ? આવી નિઃસાધનતાની ભાવના નિત્ય કરવી જોઈએ.

**ભક્ત કાર્પણ્ય**

**મૈં મન બંહુત ભાંતિ સમુઝયો !**
**મદન મોહનકી સેવા ન કીની, તાતેં બહુ ત દુ ઃખ પાયો ॥૧॥**
**ભજ્યો નહીં ભગવંત ભલી, ફિરિ પરદારા ચિતુ લાયો ।**
**હર્યો પરધન પરનિંદા કીની, વિષૈ પરમ વિષુ ખાયો ॥૨॥**
**ઉદરભર્યો અપને કુ નબાકો હરિદાસનિ કછુ ન જિંવાયો ।**
**જમદૂત જબ મારનિ લાગે, કોઉ ન આગે આયો ॥૩॥**
**થાકે નૈન બૈન સબ થાકે, થાકી સુંદર કાયો ।**
**લાઠી લૈનિ ચલનિ જબ લાગ્યો, તૃષ્ણા તઉ ન અઘાયો ॥૪॥**
**કિયે કરમ અપને સબ ભુગતે, દુ ઃખકો અંત ન આયો ।**
**'પરમાનંદ' પ્રભુ કૃષ્ણ કૃપા બિનુ ઊંધે સિર છિટકાયો ॥૫॥**

પરમ ભગવદીય શ્રી પરમાનંદદાસજીએ આ પદમાં વૈષ્ણવોચિત કાર્પણ્યભાવનું સુંદર નિરૂપણ કર્યું છે.

"મેં મારા મનને ઘણું ઘણું સમજાવ્યું કે, "તેં શ્રી હરિની સેવા ન કરી, ભક્તિ ન કરી તેથી તને કેટકેટલું દુઃખ પડ્યું ? તેં સારી રીતે હરિભજન તો ન જ કર્યું ઉલટાનું પરદારા અને પરવિત્તનું સ્મરણ કર્યા કર્યું, અન્યના દોષો જોઈને નિંદા કરી અને વિષયભોગરૂપી વિષ જ પીધા કર્યું.

પોતાના પરિવારનું પેટ ભર્યું પણ કોઈ ભગવદીયને ભોજન ન કરાવ્યું. તેં જેના જેના માટે પાપ કર્યા તેમાંથી કોઈ, તને યમદૂતો માર મારતા હતા ત્યારે આડે આવ્યું ?

'અંગ ગલિતં પલિતં મુંડમ્' તારી આંખોનું તેજ ઓછું થવા લાગ્યું, વાણી શિથિલ થવા લાગી, એક વખતની તારી સુંદર કાયા ય હવે જર્જરિત થઈ ગઈ ! હવે તો 'વૃદ્ધો યાતિ ગૃહિત્વા દંડમ્' તારે હાથમાં લાકડી લઈને ચાલવું પડે છે 'તદપિ ન મુંચતિ આશાપિંડમ્' છતાં તારી તૃષ્ણા ન ગઈ ! તું ધરાયો નથી ! હે મન ! હે જીવ ! તેં તારા જ કરેલા કર્મો ભોગવ્યા છે. ભગવાને તને દુઃખી કર્યો નથી. તું તારા કરમે જ દુઃખી થયો છે, તેમજ હજી તારા દુઃખોનો અંત આવ્યો નથી. ફરી એકવાર તારે માતાના ગર્ભમાં ઊંધા લટકવાનો વારો આવ્યો !

કૃષ્ણ કૃપા વિના સંસાર ચક્રમાંથી ઉગારો નથી.



## ૧૩. શ્રીકૃષ્ણ જ મોક્ષ પુરૂષાર્થ છે.

(શ્લો.૧૦)

પ્રભુને સર્વસ્વનું સમર્પણ કરનારા ભક્તોને સાધન પણ ભગવાન સિદ્ધ કરશે અને ફલ પણ ભગવાન જ સિદ્ધ કરશે એવી શ્રીમહાપ્રભુજી પ્રાર્થના કરે છે. (વિ.ર).

કહેવાય છે કે **'શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ'** સારા કામમાં સો વિઘ્ન. માનવીને દૃષ્ટ તેમજ અદૃષ્ટ એવા અનેક વિઘ્નો પ્રતિબંધો આવે છે અને આવશે. "કૃષ્ણ એવ ગતિર્મમ" એટલા ઉચ્ચારમાત્રથી ભગવાન કેવી રીતે આશ્રયરૂપ થશે ? અલ્પ પ્રયાસ કરનારાને ભગવાન મહાફલનું દાન કરે ખરા ? હૃદયમાં આશા તો જાગે છે કે કરશે કેમકે એ 'અકિલષ્ટકર્મા' છે. ભક્તને કલેશ કરાવતા નથી. (વિ.દ્વા.)

સર્વથા સાધનરહિતને શરણાગતિ માત્રથી અભીષ્ટફલની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે ? ભગવાન તો જે જે જેવી કૃતિ કરે તેને તેને તેવું ફલ આપનારા છે !

વળી, ભગવાનના અનન્ય શરણાગતને, ભગવાનમાં એકાગ્ર ચિત્તવાળાને દેવતાઓનો અનાદર થશે. દેવો એના માર્ગમાં વિઘ્નો કરશે. (જેમ વ્રજવાસીઓએ ઈન્દ્રયાગ ન કર્યો અને ભગવદાજ્ઞાથી ગોવર્ધનપૂજા કરી તે જાણીને ઈન્દ્રે કોપ કરીને વ્રજનો વિનાશ કરવા માટે પ્રલયકારી મેઘવૃષ્ટિ કરી હતી તેમ દેવો વિઘ્ન કરે છે.) (પ્ર.ક.)

મોક્ષમાર્ગમાં ભગવાનના નિજસ્વરૂપને લાભ થાય છે. **'બ્રહ્મવિદ્ આપ્નોતિ પરમ્'** શ્રુતિનું વચન છે કે જે અક્ષરને જાણે છે તે પરમ પુરૂષોત્તમને પામે છે. ભક્તિમાર્ગમાં ભગવાન જ મોક્ષરૂપ છે. ભક્તિ કરનારને સ્વકીય ભક્તને સર્વફલ તથા અક્ષરફલ પણ ભગવાન જ આપે છે. (ટિ.ગો.)

**યથા સારથી, રથી, તદન્તસ્થિતશ્ચ તથાન્તર્યામી અક્ષરં કૃષ્ણઃ એવં સતિ પુરૂષોત્તમત્વેન સર્વત્ર દર્શનં ભવતિ પરબ્રહ્મૈવ ત્રિપ્રકારેણ વર્તતે ઈતિ**

ત્રયો ભેદા ઈતિ. (તત્વ.નિબંધ)

આગળના નવ શ્લોકોમાં એમ સમજાવ્યું કે વિવેકધૈર્યાશ્રય ગ્રંથમાં વર્ણવેલા અંગો-સાધનોનો અભાવ હોય તો પણ આ કૃષ્ણાશ્રય સ્તોત્રમાં (આગલા નવમા શ્લોકમાં) વર્ણવેલા દૈન્યથી ય તદાશ્રય સિદ્ધ થશે. હવે માનો કે દૈન્યરૂપી સાધન પણ નથી તો શું ? એ માટે હવે આગળના બે શ્લોકમાં અન્ય સાધનનું નિરૂપણ કરે છે. તે સાધનો છે માનસવાચનિક શરણાગતિ અને કેવલવાચનિક શરણાગતિ. (મન સહિત વાણીની તેમજ કેવળ વાણીની શરણાગતિનું હવે નિરૂપણ થાય છે.) (વિ.પ્ર.)

**સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્ ।**
**શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥૧૦॥**

સર્વસામર્થ્યસહિત, સર્વત્ર સર્વના સર્વે પુરૂષાર્થ સિદ્ધ કરનારા શ્રીકૃષ્ણ છે. માટે હું એમને શરણે જઈને મારો ઉદ્ધાર કરવા વિનંતી કરું છું.

**સર્વ સમર્થ શ્રીકૃષ્ણ**

એ કર્તું, અકર્તું અને અન્યથાકર્તું સમર્થ છે માટે તેમને સર્વસામર્થ્ય સહિત કહ્યા. આવા તમો મારા પ્રભુ છો. (વિ.ર.)

**સર્વં પૂર્ણં સામર્થ્યં, સર્વેષાં સર્વેષુ વા.** ભગવાનનું સામર્થ્ય - બળ પૂર્ણ છે. બધાનું સામર્થ્ય (**બલ બલવતાં ચાહમ્**) અને બધાના ઉપર જેનું સામર્થ્ય છે એવા ભગવાન સમર્થ છે. એ પોતાની ઈચ્છા અનુસાર બધું કરે છે, કરી શકે છે. જો મર્યાદાની રક્ષા કરવી હોય તો, પોતે સાક્ષાત્ ભગવાન તો છે જ માટે એમનામાં ઐશ્વર્ય, જ્ઞાન, વૈરાગ્ય જેવા ધર્મ તો છે જ. તેથી તેનું જીવને દાન કરીને જીવને ફલનો અધિકારી બનાવે છે અને તેને ફલનું દાન કરે છે. ક્યારે ક્યારે તો અક્ષર બ્રહ્મમાં સ્થિત પોતાનામાં લઈ લે છે. કેમ કે સર્વત્ર એમનું જ સામર્થ્ય છે.

**યદ્યદ્ વિભૂતિમત્સત્વં શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંશસંભવમ્ ॥**



તથા **અહં સર્વસ્ય પ્રભવો મત્તઃ સર્વં પ્રવર્તતે ।**

ગીતાજીમાં ભગવાન બોલ્યા છે કે, "જે જે પણ ઐશ્વર્યયુક્ત, કાંતિયુક્ત અને શક્તિયુક્ત તત્વ છે તે તેને તું મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલા જાણ (૧૦-૪૧) હું કૃષ્ણ જ સંપૂર્ણ જગતની ઉત્પત્તિના કારણરૂપ છું અને મારા વડે જ સર્વ જગત ચેષ્ટા કરે છે (૧૦-૮) આમ ભગવાને અનેકવાર પોતાના સર્વ શક્તિમાન હોવાની ઘોષણા કરી છે.

**આયુધો પણ સમર્થ**

ભગવાને ધારણ કરેલા અસ્ત્રશસ્ત્રાદિ પણ સર્વસમર્થ છે. સર્વં સામર્થ્યં યેષાં સુદર્શનાદીનાં તૈઃ સહિતઃ ઈતિ વા. પ્રભુ સર્વસમર્થ સુદર્શનાદિ આયુધોને ધારણ કરે છે.

**અવ્યાહતાનિ કૃષ્ણસ્ય ચક્રાદીન્યાયુધાનિ તમ્ ।**
**રક્ષન્તિ સકલાપદ્ભ્યો યેન વિષ્ણુરૂપાસિતઃ ॥**

"વૈષ્ણવ ભક્તોની, કદી નિષ્ફળ ન જનારા સુદર્શનાદિ આયુધો વડે સકલ આપત્તિઓમાંથી ભગવાન રક્ષા કરે છે." સર્વશક્તિમાન ભગવાન પોતાના સર્વશક્તિમાન આયુધોથી ભક્તોની રક્ષા કરે છે માટે એમના શરણે જવું યોગ્ય છે. (પ્ર.ક.)

"**પરાસ્ય શક્તિર્વિવિધૈવ શ્રૂયતે**" આ પરમાત્માની પરમશક્તિઓ વિવિધ છે" વિગેરે શ્રુતિઓથી કર્તું અને અન્યથા કર્તું સામર્થ્યવાળા શ્રીકૃષ્ણનો આશ્રય કરવો. અજામિલાદિ દોષાણામ્ એ શ્લોકમાં ભગવાનના આવા સામર્થ્યની, માહાત્મ્યની સ્પષ્ટતા કરેલી છે જ. (વિ.પ્ર.)

સરસ્વતી રહસ્યોપનિષદ્ માં કહેવાયું છે કે ભગવાન સત્વના અધિષ્ઠાતા હોવાથી (સાત્વિકવાત્) સર્વરૂપ હોવાથી (સમષ્ટિત્વાત્) તેમજ સાક્ષીરૂપ હોવાથી (સાક્ષિત્વાત્) તે કર્તું, અકર્તું અને અન્યથાકર્તું સમર્થ છે તેમજ સર્વજ્ઞત્વ વિ. ગુણોને લીધે ઈશ્વર કહેવાય છે.

**સર્વત્ર સર્વ પૂરૂષાર્થ રૂપ**

એક વિચાર આવે છે કે ભગવાન સર્વ સમર્થ છે છતાંય આશ્રિતની રક્ષા ન કરે તો ? અથવા મર્યાદા અનુસાર (જેટલું સાધન એટલું ફળ) ફલ આપે તો આશ્રયનું શું પ્રયોજન ? માટે કહે છે કે એ સર્વત્ર સર્વના સર્વે પુરૂષાર્થરૂપ છે.

**સર્વત્ર -દેશેષુ વર્ણેષુ આશ્રમેષુ કર્માદિષુ વા અખિલાર્થાન્કરોતિ સર્વ** દેશ, વર્ણ, આશ્રમ કે કર્મ વિગેરેમાં સર્વ અર્થોને સિધ્ધ કરનાર શ્રીકૃષ્ણ છે.

**સર્વત્રાસૌ સમસ્તં ચ વસત્યત્રેતિ વૈ યતઃ ।**

**તતઃ સ વાસુદેવેતિ વિદ્વદ્ભિઃ પરિપઠ્યતે ॥**

શ્રીકૃષ્ણનું નામ વાસુદેવ છે એનું એક કારણ એ છે કે એ સર્વત્ર રહેલા છે અને એમનામાં સર્વ રહેલ છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ, પૃથ્વી, પાતાલ, સ્વર્ગ, વૈકુંઠ, સર્વ દેશ અને સર્વકાલ, સર્વ જીવ, સર્વ દેવ. આ બધું એમનામાં સમાયેલ છે માટે એ સર્વ પુરૂષાર્થરૂપ છે.

મર્યાદામાર્ગમાં ય ફલદાન કરવામાં, અન્યથી નિરપેક્ષ (બીજા કશાયનો વિચાર કર્યા વિના) થઈને ભગવાન અનન્ય ભક્તને ફલદાન કરે છે.

જે વિહિત ભક્તિ કરે છે. વિહિત ભક્તિ એટલે વેદોમાં કહ્યું છે કે "ભક્ત કરો" માટે વેદાજ્ઞાનું પરિપાલન કરવા માટે ભક્તિ કરનારને ભગવાન મર્યાદાનુસાર ફલદાન કરે છે. ભગવાન મર્યાદાસાપેક્ષ થઈને ફલ આપે તથા ભગવાન મર્યાદાનિરપેક્ષ થઈને ફલ આપે એમાં એમની કોઈ વિષમતા નથી. કેમકે એમણે ગીતાજીમાં કહ્યું છે, "**યે યથામાં પ્રપધન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્**" જેઓ મને જે પ્રકારે ભજે છે તેમને હું પણ તે પ્રકારે ભજુ છું." તે અનુસાર તે વર્તી રહ્યા છે માટે એમાં કોઈ દોષ નથી. (પ્ર.ક.)

"લોકમાં હું ભક્તોને આધીન છું એવું દર્શાવવા ભગવાને પોતાની બાળલીલાઓ દ્વારા વ્રજના આનંદને વધાર્યો છે. એમણે વ્રજવાસી અને વ્રજવનિતાઓને ચિક્રીડે **જનયન્મુદમ** આનંદ આપનારી ક્રીડાઓ કરી. ભગવાન સર્વને મુક્તિ આપનારા મુકુંદ છે. એ મુક્તિ તો સરળતાથી આપે છે પરંતુ ભક્તિ સરળતાથી આપતા નથી."



ભગવાનના આશ્રિત પાસે તો યમ અને મૃત્યુ પણ જઈ શકતા નથી તો અન્યની શી વાત કરવી ? અનન્ય આશ્રય રાખનારા ભક્તના માથે સર્વસામર્થ્યસહિત ભગવાન શિરછત્ર થઈને બિરાજે છે તેથી એ ભક્તનું કોઈ કાંઈ બગાડી શકતા નથી.

સર્વસ્વનિવેદનપૂર્વક શરણે ગયેલાનો ઉદ્ધાર પ્રભુ અનાયાસે જ કરે છે.

**ભગવાન સર્વકર્તા**

યોગ્ય અને અયોગ્ય વિચારપૂર્વક પ્રત્યેક કાર્યને અથવા પ્રત્યેકના કાર્યોને ભગવાને જ કર્યા છે, ભગવાન જ કરી રહ્યા છે અને ભગવાન જ કરશે.

કર્તું, અકર્તું અને અન્યથાકર્તું સામર્થ્ય જેવા ધર્મો ભગવાનમાં અવિનાશીપણે સર્વદા રહે છે પછી એમનો આશ્રય કરવામાં શ્રમ શેનો ? (વિ.દ્વા.)

શિક્ષાપત્ર અનુસાર

**સ્વીકીયાનામૈહિકં યદથવા પારલૌકિકમ્ ।**

**અકરોત્ કુરૂતે કર્તા પ્રભુરેવ ન સંશયઃ ॥**

પોતાના ભક્તોનું સઘળું ઐહિક અને પારલૌકિક પ્રભુ એ કર્યું છે, પ્રભુ જ કરે છે અને સંશય ન રાખશો, પ્રભુ જ કરશે. જીવની બુદ્ધિમાં દોષ હોવાને લીધે જ એને ભગવાનના સર્વકર્તૃત્વ અને સર્વકર્તૃત્વસામર્થ્ય પર સંશય આવે છે. આ પ્રકારનો સંશય આવતાં તેની નિઃસાધનતા છૂટી જાય છે. ભગવાન ભક્તનું અહિત ક્યારે કરતા નથી, ઉલટાનું એતો અહિતને નિવારે છે.ભગવાન અહિતને નિવારે છે. જેમ માતાપિતા નિજ સંતાનનું અહિત કરી શકતા નથી એમ ભગવાન પણ કદી અહિત કરતા નથી.

**સાધનદાતા**

ધારો કે ભગવાન જીવને સાધન કરાવીને ફલનું દાન કરવા ઈચ્છે તે તોય તેમાં એમની કૃપાનું સર્વકર્તૃત્વ તો રહે જ છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહ્યું છે કે જીવને ભક્તિ અને દાસ્યભાવનું દાન કૃષ્ણ સ્વયં કરે છે.

કૃષિસ્તદ્ભક્તિવચનો નશ્ચ તદ્દાસ્યવાચકઃ ।
ભક્તિદાસ્યપ્રદાતા ચ કૃષ્ણ ઈત્યભિધીયતે ॥

"કૃષ્" એટલે એમની ભક્તિ અને "ન" એટલે એમનું દાસ્ય. એ ભક્તિ અને દાસ્યનું પ્રદાન કરનારા છે માટે એમને કૃષ્ણ કહે છે.

મહાભારતમાં વિદુરજીની ઉક્તિ છે કે,

અયં કર્તા ન ક્રિયતે કારણં ચાપિ પૌરૂષે ।
યદ્ યદિચ્છેદયં શૌરિસ્તત્ તત્ કૂર્યાદયત્નતઃ ॥

શ્રીકૃષ્ણ જ સર્વના કર્તા છે, એમનો કોઈ કર્તા નથી. સર્વના પુરૂષાર્થના પણ એજ કારણ રૂપ છે. એ જે જે ઈચ્છા કરે છે તે અનાયાસે જ કરી શકે છે.

વળી સંજયે કહ્યું હતું કે,

એકતો વા જગત્ કૃત્સ્નમેકતો વા જનાર્દનઃ ।
સારતો જગતઃ કૃત્સ્નાદતિરિક્તો જનાર્દનઃ ॥

એક તરફ સંપૂર્ણ જગત હોય અને બીજા તરફ એકલા કૃષ્ણ હોય તો કૃષ્ણ જ ચઢિયાતા છે. માત્ર બળમાં જ એ ચઢિયાતા છે એમ નહીં. એ પરમાત્મા હોવાના કારણે પોતાના માનસિક સંકલ્પથી જ આ સંપૂર્ણ જગતને ભસ્મ કરી શકે છે.

**શરણસ્થના સમુદ્ધારક**

પુષ્ટિમાર્ગ તો કૃપામાર્ગ છે. જીવ શરણસ્થ છે એ જ વિચારાય છે એના ગુણ દોષ જોવાતા નથી.

કથા છે કે, શ્રીનાથજીના ભીતરિયા ભગવાનદાસ સાંચોરાના હાથે એકવાર અપરાધ થઈ ગયો. એમના હાથે સામગ્રી થોડી દાઝી ગઈ અને એમણે એવી સામગ્રી શ્રીઠાકોરજીને ધરાવી. આ જોઈને શ્રીગુંસાઈજી તેમના પર ખૂબ ખીજાયા અને એમની ભગવત્સેવા છોડાવી દીધી. ભગવાનદાસ ખૂણામાં બેસીને રૂદન કરવા લાગ્યા પછી તેમણે આ વૃત્તાંત અચ્યુતદાસને જઈને કહ્યો.



જ્યારે શ્રીગુંસાઈજી અચ્યુદાસને રોજના નિયમ અનુસાર દર્શન દેવા પધાર્યા ત્યારે જોયું તો અચ્યુતદાસની આંખોમાંતી અશ્રુ વહી રહ્યા છે. શ્રી ગુસાંઈજીને આશ્ચર્ય થયું અને પૂછ્યું, "આપને તો ઘણા જીવોનો અંગીકાર કરવાનો છે. આપ અત્યારથી જ જીવના દોષ જોવા લાગ્યા તો જીવનો ઉદ્ધાર કેવી રીતે થશે ?" શ્રીગુંસાઈજી અચ્યુતદાસના આ ભાવને જોઈને પ્રસન્ન થયા અને કહ્યું, "તમારા દ્વારા આ વાત શ્રીમહાપ્રભુજીએ જ મને કહી છે. હવે પછી હું કોઈના દોષ કે અપરાધ જોઈને ખીજાઈશ નહીં." આવી છે શરણની મહત્તા ! ભક્ત અંબરીષ રાજાનો દ્રોહ કરીને પોતાને શરણે આવેલ દુર્વાસા ઋષિને ભગવાને આશ્રય આપ્યો ન હતો અને એનું કારણ જણાવતા એમણે કહ્યું હતું કે,

યે દારાગારપુત્રાપ્તપ્રાણાન્ વિત્તમિમં પરમ્ ।
હિત્વા માં શરણં યાતાઃ કથં તાંસ્ત્યક્તુમુત્સહે ॥

"હે દુર્વાસા ! મારો જે ભક્ત એની પત્ની, ઘર, સંતાન, પોતાના પ્રાણ, ધન તેમજ આ લોક અને પરલોકની પરવા રાખ્યા વિના મારી શરણમાં આવેલા છે, એમનો ત્યાગ હું કેવી રીતે કરી શકું ?"

જો કોઈ એકવાર પણ ભગવાનના શરણે આવે તો ભગવાન એને છોડતા નથી તો પછી જે શરણે આવીને ભક્તિ કરે એવા ભક્તનો શરણ માર્ગમાં દઢ સ્થિતિ કરનાર ભક્તનો તો ભગવાન કેવી રીતે ત્યાગ કરી શકે ?

**શ્રીવલ્લભની વિનંતી !**

ભગવાન તો સમ છે. તેમને માટે કોઈ મિત્ર નથી અને કોઈ શત્રુ નથી, કોઈ સ્વ નથી અને કોઈ પર નથી. તો પછી સર્વની મુક્તિનો અવસર ન હોય ત્યારે, પ્રાર્થના કરવા છતાંય તે ઉદ્ધાર શી રીતે કરશે ? ભગવાન કોઈ જીવનો ઉદ્ધાર કરે તો એમનામાં વિષમતાનો, પક્ષપાતનો દોષ ન આવે ?

ના, આશ્રિતનો ઉદ્ધાર કરવામાં એવી વિષમતા આવતી નથી. કૃષ્ણાવતાર પ્રસંગે ભૂમિનો ઉદ્ધાર કરવાની ઈચ્છામાં પણ, બ્રહ્માજીએ ભૂમિના દુઃખનું નિવેદન કર્યું એ પ્રાર્થના જ હતી. ભગવાન દુઃખ હરે એવી વિનંતી જ

હતી. પ્રભુએ એ વિનંતિ શ્રવણ કરી અને બ્રહ્માજીને સમાધિમાં એનો પ્રત્યુત્તર પણ સાંપડ્યો. ત્યારબાદ જ ભગવાન સાક્ષાત્ અવતરીને અમારો ઉદ્ધાર કરશે એવો સૌને નિશ્ચય થયો. અહીં આ સ્તોત્રમાં ય એમ સમજવું. જેમ ભૂમિના દુ:ખની પ્રાર્થના બ્રહ્માજીએ ભગવાનને કરી તેમ અહીં શ્રીમહાપ્રભુજી પોતાના આશ્રિત જીવના સમુદ્ધાર માટેની વિનંતી ભગવાનને કરી રહ્યા છે. શ્રીમહાપ્રભુજીનો મત છે, જે શરણે જઈને આશ્રયધર્મમાં રહેલા છે તેઓ નું 'શરણસ્થ' હોવું એ જ પ્રયત્ન છે. એમણે અન્ય કોઈ પણ પ્રયત્ન કરવાની આવશ્યક્તા નથી. ભૂમિએ પોતાના ઉદ્ધાર માટે જે પ્રયત્ન કરેલો છે તેમાં સર્વના પ્રયત્નનો સમાવેશ થઈ જ જાય છે.

વળી મારી પ્રાર્થનામાં તો કહેવું જ શું ? મારા આશ્રિતોએ સર્વથા સર્વનો પરિત્યાગ કરીને ભગવદાશ્રય જ કરવો. ભગવદાશ્રય પણ કઠીન પડે તો માત્ર સ્તુતિ કરવી. એટલે કે કૃષ્ણાશ્રય સ્તોત્રનો પાઠ કરવો. શ્રીમહાપ્રભુજીની વિનંતીને લીધે સ્વયં ભગવાન આશ્રય થશે માટે અહં કૃષ્ણં વિજ્ઞાપયામિ એમ કહ્યું. (વિ.દ્વા.)

**શ્રીકૃષ્ણને વિનંતી**

હે કૃષ્ણ ! એમ જો સંબોધન રૂપી અર્થ લઈએ તો "હે કૃષ્ણ ! શરણસ્થિત ના ઉદ્ધારની હું વિનંતી કરૂં છું !" એવો અર્થ લેવાય. એમાંથી દૈન્યભાવથી કરેલી વિનંતીથી ભગવાન સંતુષ્ટ થાય છે. (પ્ર.ક.)

આવા સર્વસમર્થ, સર્વ પુરૂષાર્થરૂપ, શરણસ્થ સમુદ્ધારક શ્રીકૃષ્ણને, જગતના ઉદ્ધારને માટે જેને આદેશ થયો છે તેવા વૈશ્વાનર, આચાર્યવર્ય (શ્રીમદ્ વલ્લભાચાર્યજી) શરણમાર્ગે રહેલાઓના સમ્યક્ (માર્ગની પ્રાપ્તિથી લઈને પરમફલની ઉપલબ્ધિ સુધીના) ઉદ્ધાર માટે વિનંતી કરે છે.

દૈન્યનો અભાવ હશે તોય, શ્રીમદ્ વલ્લભાચાર્યજી પર વિશ્વાસ કરીને જો શરણમાર્ગમાં સ્થિતિ કરશે તો એમની વિનંતીને લીધે ય, પ્રભુ એ જીવનો ઉદ્ધાર કરશે. (વિ.વ્ર.)

પોતાની વિવૃત્તિ નામની ટીકાના અંતમાં ગો. શ્રી દ્વારિકેશજી આ



દશમા શ્લોકનું મહત્વ આ રીતે સમજાવે છે.

નવભિશ્ચ સ્તુતિઃ પૂર્વં કર્તવ્યાશ્રયણેપ્સુભિઃ ।
દશમે સ્વસ્ય ધર્મસ્ય સાધકં જ્ઞાપયેદ્ બુધઃ ॥

આશ્રયની ઈચ્છાવાળાઓએ પહેલા નવ શ્લોકોથી સ્તુતિ કરવી અને આ દશમા શ્લોકમાં બુદ્ધિમાન મનુષ્યો પોતાના ધર્મના (કાર્યના) સાધકનું નિવેદન કરવું.

## ૧૪. કૃષ્ણાશ્રયનુ ફલ કૃષ્ણાશ્રય

જે ફલ શરણાગતિથી સાંપડે છે તે 'સમુદ્ધાર'રૂપી અથવા શ્રીકૃષ્ણના આશ્રયરૂપી ફલ આ 'કૃષ્ણાશ્રય' સ્તોત્રના પાઠથીય સાંપડે છે. (વિ.ર.)'

જેમાં શ્રીકૃષ્ણનો આશ્રય છે **(કૃષ્ણ આશ્રયો યસ્મિન્)** એવા કૃષ્ણાશ્રય સ્તોત્ર-આમ કહીને તેનું સ્વરૂપ સમજાવ્યું આશ્રિત પરનો પક્ષપાત છોડવો અઘરો છે માટે એના આગ્રહથી ન આપી શકાય એવી પરમ અદેય વસ્તુ ય આપવા લાયક બની જાય છે. (વિ.અ.)

**'દશ વૈ પશોઃ પ્રાણા આત્મૈકાદશ'** એવી શ્રુતિ છે કે, "જીવમાત્રના દસ પ્રાણ છે અને અગિયારમો આત્મા રહે છે." જેમ દસ પ્રાણથી દેહના સર્વ કાર્યો થાય છે તેમ આ કૃષ્ણાશ્રય સ્તોત્ર જ ભગવદીયોના બધા કાર્ય સિદ્ધ કરશે. આ જણાવવા માટે શ્રીમદાચાર્યચરણે દસ શ્લોકોથી આ સ્તોત્રની રચના કરી છે. અગિયારમો આત્મા છે. જેમ આત્મા અક્ષય છે તેમ આ સ્તોત્રનો પાઠ કરનારને અક્ષય ફલની પ્રાપ્તિ થશે. માટે ફલની ચર્ચા અગિયારમા શ્લોકમાં કરી. (પ્ર.ક.)

**કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં યઃ પઠેત્ કૃષ્ણસંનિધૌ ।**
**તસ્યાશ્રયો ભવેત્ કૃષ્ણઈતિ શ્રી વલ્લભોઽબ્રવીત્ ॥૧૧॥**

"શ્રીકૃષ્ણના સાંનિધ્યમાં-સન્મુખ જે કોઈ આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો પાઠ કરશે તેને શ્રીકૃષ્ણનો આશ્રય સાંપડશે" એમ શ્રીવલ્લભે કહ્યું છે.

### વલ્લભવચનની વસ્તુશક્તિ

જે આ સ્તોત્રથી (પાઠ, જપ કે અનુષ્ઠાનથી) શ્રીકૃષ્ણનો આશ્રય કરવામાં આવે તે આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો પાઠ શ્રીકૃષ્ણ પાસે અથવા શ્રીકૃષ્ણના અનન્યાશ્રિત ભક્ત પાસે કરવામાં આવે (તે પણ ભગવાનના સાન્નિધ્યતુલ્ય જ છે.) તો આશ્રય તત્વથી અનભિજ્ઞ-અજાણ જીવને માટે ભગવાન સ્વયં આશ્રય બને છે.



આ નિર્દેશ સ્વયં આચાર્યવર્ય શ્રીવલ્લભે કર્યો છે તેથી આમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી કે ફક્ત પાઠમાત્રથી અતિ દુર્લભ કૃષ્ણાશ્રય કેવી રીતે સુલભ થશે ? અહીં શ્રીમહાપ્રભુજીના વચનોની **વસ્તુશક્તિરેવ પ્રયોજિકા.** વસ્તુશક્તિ-વચનબળ જ કારણભૂત છે. શ્રીમહાપ્રભુજીના વચનોથી પ્રેરાયેલા ભગવાન સ્વયં તે પાઠ કરનારના આશ્રય થાય છે અને અણુ જેટલાય સાધનની અપેક્ષા રાખતા નથી.

**સુખેન શ્રીયતાં કૃષ્ણઃ કિમાધેશ્ચિંતયા મુધા ।**
**આચાર્યવાક્ સુધાસિક્તા માકૃંઢવં સંશયં જનાઃ ॥**

સુખે શ્રીકૃષ્ણનો આશ્રય કરો ! વ્યર્થ મનોવ્યથાથી શું ?
આચાર્ય વાક્સુધાભીના ! હે જનો ! શંકા કાં કરો ? (વિ.ર.)

**કૃષ્ણ આસંમતાત્ શ્રીયતે સેવ્યતેનેન, કૃષ્ણ્ આશ્રયો યેન, યસ્માદિતિ વા** સર્વ પદાર્થોમાંથી નિષ્ઠાનો ત્યાગ કરીને, જેનાથી કૃષ્ણ સેવા થઈ શકે અથવા જેનાથી કૃષ્ણનો આશ્રય સિદ્ધ થાય અથવા જેનાથી શ્રીકૃષ્ણ આશ્રય બને તે કૃષ્ણાશ્રય.

આ જ કૃષ્ણાશ્રયના પાઠથી ફલ મળે. કૃષ્ણાશ્રયનો યથાર્થ અર્થ આમાં જ સમાવિષ્ટ છે. આનો પાઠ શ્રીકૃષ્ણના સાન્નિધ્યમાં કરવાથી જ કૃષ્ણાશ્રય મળે છે.

શ્રી મહાપ્રભુજી કહે છે કે હું ભગવાનના સ્વરૂપનો જ્ઞાતા છું. માટે મારા વચનમાં પ્રમાણ અંગે શંકા ન કરવી. સર્વોદ્ધાર માટે શ્રીમહાપ્રભુજીને ભૂતળ પર અવતાર લેવો પડ્યો છે. જે સર્વોદ્ધાર માટે ભગવદાજ્ઞા થઈ હોય તે જ ભગવાનના યથાર્થ સ્વરૂપને જાણી શકે છે. **ન હિ ભગવાન સત્યવાક્ સ્વવાચમન્યથા કરોતિ** ભગવાન સત્યવક્તા છે તે પોતાના વચનને કદી અસત્ય ન થવા દે.

મદોન્મત નલકૂબર અને મણિગ્રીવને નારદજીએ વૃક્ષયોનિમાં જન્મ લેવાનો શાપ આપ્યો હતો અને પછી ભગવાન તમારો ઉદ્ધાર કરશે એમ કૃપા પણ કરી હતી. આ વચનો તો નારદજીના હતા પણ ભગવાને

દેવર્ષિર્મે પ્રિયતમો યદિમૌ ધનદાત્મજૌ ।
તત્તથા સાધયિષ્યામિ યદ્ગીતં તન્મહાત્મના ॥

પોતે સદનુગ્રહ - સંતો પર અનુગ્રહ કરનારા હોવાથી નારદજીના વચનોને પોતાના માનીને સ્વયં ત્યાં પધારીને નલકૂબર તથા મણિગ્રીવનો ઉદ્ધાર કર્યો.

(જો નારદવચનને સત્ય કરવા ભગવાન પરિશ્રમ લે છે તો પછી) અહીં તો સ્વયં, સર્વને અર્થે પ્રકટ થયેલા સ્વ-સ્વરૂપની કૃતિ કે વાક્યમાં શું શું નહીં કરે ? એટલે કે એમની (શ્રીમદ્ વલ્લભની) કૃપા થતાં બધું સિદ્ધ થશે.

આમ બધી વાત ઉચિત જ કહેવાઈ છે, નિર્દોષ છે. (પ્ર.ક.)

શ્રી વલ્લભ આ સ્તોત્ર શ્રીસ્વામિનીજીના ભાવથી પરિપૂર્ણ હોવાથી 'શ્રી' રૂપ છે અને ભગવાનના પ્રિય શ્રી આચાર્યવર્યે કહ્યું છે. (વિ.વ્ર.)

શ્રીવલ્લભ એટલે સાક્ષાત્ ગોપીનાથ. શ્રી ગોપીજનવલ્લભે અંગીકાર કરીને આજ્ઞા કરી છે. અથવા "શ્રી" રૂપી શ્રી સ્વામિનીજીના પરમ "વલ્લભ" પરમપ્રિય. એ વલ્લભ હોવાથી સ્તો તેઓ પોતાનું બધું રહસ્ય કહે છે. સંન્યાસનિર્ણયમાં ગોપીજનોને ગુરૂ કહ્યા છે. ગુરૂ અતિપ્રિયને પોતાનું રહસ્ય પણ જણાવે છે. ફલની બાબતમાં જરાય સંદેહ ન રાખવો. (વિ.અ.)

ફલના અધિકારીઓ માટે પાઠવિધિની સમજણ આપી છે. કૃષ્ણના સાંનિધ્યમાં એટલે કે, પોતાના સેવ્ય સ્વરૂપના સાંનિધ્યમાં અથવા ગુરૂદેવના સાંનિધ્યમાં પાઠ કરવો. બંનેના સાંનિધ્યનો અભાવ હોય તો સ્મરણીયના સાન્નિધ્યમાં પાઠ કરવો.

(સાક્ષાત્ સાંનિધ્ય ન હોય તો સ્મરણરૂપ સાંનિધ્ય)

ધર્મ વિ. સર્વમાં અસાધનતાનો નિશ્ચય અને કૃતાર્થતા વિષયક ઈચ્છાએ પૂર્વ અવધિ (સીમા)છે તેમજ અલ્પ કે અતિશય સાધ્યના વિષયમાં ભગવાન સ્વયં સર્વસાધક થાય છે, એવી નિશ્ચયાત્મક આશ્રયસિદ્ધિ એ ઉત્તર અવધિ (સીમા) છે. ત્યાં સુધી આ સ્તોત્રનો પાઠ કરવો.



કૃષ્ણ સદાનંદ છે. તેથી તેમના આશ્રિતોને વ્રજવાસીઓની જેમ સર્વ પ્રકારના દુઃખોનો સર્વથા અભાવ અને પરમાનંદનો સંબંધ દર્શાવે છે.

જેમ ભગવાન શ્રીના વલ્લભ છે તેમ શ્રી મહાપ્રભુજી પણ છે. તેથી એમનું વાક્ય પણ વેદવાક્ય છે. માટે તેને શિરોધાર્ય કરવું અને તદ્નુસાર કરવું જોઈએ. (વિ.દ્વા.)

**'આશ્રય' ના બે અર્થ**

આ શ્લોકમાં નિશ્ચયની દૃઢતા દર્શાવનાર, વિજ્ઞાપનનો પ્રકાર અને સ્વરૂપ કહે છે. "શ્રીકૃષ્ણાશ્રય" એમ કહેવાયું છે ત્યાં આશ્રયનો અર્થ 'વિષય' લેવો. શ્રીકૃષ્ણ વિષયક આ સ્તોત્રનો પાઠ કરે તેનો "શ્રીકૃષ્ણ" આશ્રયરૂપ થાય છે. ત્યાં આશ્રયનો અર્થ "સહાય" થાય છે. જે કૃષ્ણના સાંનિધ્યમાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણ સહાયક થાય છે. આમ માનસ વાચનિક અને કેવલ વાચનિક એમ બે શરણાગતિ રૂપ સાધનનો નિર્દેશ કર્યો છે. (વિ.વ્ર.)

શ્રાવણ શુક્લ એકાદશીની મધ્યરાત્રિએ શ્રીગોકુલમાં શ્રીયમુનાજીના તટે ગોવિંદઘાટ પર પ્રભુએ પ્રકટ થઈને શ્રીમહાપ્રભુજીને આજ્ઞા આપી કે, "તમે જીવોને બ્રહ્મસંબંધ કરાવો. તમે જે જીવોને શરણે અંગીકાર કરશો તે સકલ દોષથી નિવૃત્ત થઈ જશે." આ પ્રસંગે થોડે દૂર સુતેલા દામોદરદાસજીને શ્રીમહાપ્રભુજીએ પૂછ્યું, " દમલા ! તે કાંઈ સાંભળ્યું ?" ત્યારે દામોદરદાસજી એ ઉત્તર આપ્યો કે, "મહારાજ ! મેં શ્રી ઠાકોરજીના વચન સાંભળ્યા તો ખરા પણ સમજ્યો નહીં" આવો ઉત્તર આપવાનું કારણ તે હતું કે, ભગવદ્ વાક્યોને જો કોઈ આપમેળે સમજવાનો પ્રયાસ કરશે તો તે યથાર્થ સમજી નહીં શકાય. ભગવાનને ભગવદ્ વાક્યને તથા ભગવાનની લીલાઓની રહસ્યોને તો જ્યારે સદ્ગુરુ કૃપા કરીને સમજાવે ત્યારે જ સમજાય છે. ગુરુદેવના વચનો પ્રમાણ છે. તેથી જ કહ્યું છે કે,

શ્રીભાગવત અમૃતદધિ મથિકેં શ્રી વલ્લભ સર્વોત્તમ ।
કરિ આવરન દૂર નિજજનકે, હાથ દિયે પુરૂષોત્તમ ॥
સર્વોત્તમના અનુગ્રહથી પુરૂષોત્તમ પ્રાપ્ત થાય.